કોટીંબડું.

રાં રહું.
(૨) દયા, રહેમ.
(૩) બે પગ વચ્ચેનો ભાગ.

રૂ-રૂ રડ.
(૨) રૂહ, જીવાત્મા.
(૩) રૂપિયાનું ટૂંકું રૂપ.

રે સંગીતના સ્વરસપ્તકોમાંનો 'રે' સ્વર રીધમ.
(૨) ગીત, ભજનમાં વપરાતો નિર્થક છતાં લયમાં ખાસ વપરાતો સ્વર.
(૩) 'નાહક', 'વગર' ના અર્થમાં, દા.ત. રે ગુનોં-વગર વાંકે,

રેં રહે.

★રો રોહા (ગામ)

★રોં રહો.
(૨) ઘોડાની રવાલ ચાલ.

## લ

લ કચ્છીવર્ણમારાનો અઠ્યાવીસમો વ્યંજન, ઉચ્ચાર.
(૨) છંદશાસ્ત્ર પ્રમાણે લઘુ અક્ષરની સંજ્ઞા. ( એક માત્રા)

લા તથ્ય વગરનું દા.ત. **ઇનજી ગાલમેં લા નકા સા આય,**-એની વાતમાં કઇ જ તથ્ય નથી.
(૨) 'માટે' ના અર્થમાં, દા.ત. **તોં** લા-તારા માટે, **મૂં** લા-મારા માટે.

લાં લાંગ, ધોતીનો પાછળ ખોસાતો છેડો.

લી રેખા, લીટી.
(૨) સીમા (લાખેવારી લી)
(૩) કપડાની ચિંદી, કટકો.
(૪) લાજ, આબરૂ. દા.ત. **'અવસ્થા થિઇ વિઇ, આવૈ લજને લી'.** (કચ્છીલોક સાહિત્ય)

લે ગોદળામાં નખાતા કપડાના કટકા.





(૨) લગની
(૩) વહાણનો એક ભાગ.

લેં લહેર, ધુન, મોજ, આનંદ.

લૈ એક પ્રકારનું વૃક્ષ.
(૨) લુગદી.
(૩) સ્ત્રીઓની વાતચિત્તમાં નિર્થક વપરાતો શબ્દ, તકીયાકલામ, દા.ત. **લૈ કિડાં વિઇયે?**.-અરે ક્યાં ગઇ ?.

લો લોખંડ.

લોં (લૉ-લોં)અટકલ. યુક્તિ.
(૨) નિતિનિયમ, ઉપાય. દા.ત. **કિની લોંય મઞ્યો ન !**.-કોય ઉપાયે માન્યો નહિં.
(૩) દગો, વિશ્વાસઘાતની માર, દા.ત. લૉ **(લોં) અસાંકે લગ઼ી ચુકા એં**-અમને દગા થઇ ગયા છે.

## વ

વ કચ્છીવર્ણમારાનો ઓગણત્રીસમો વ્યંજન, ઉચ્ચાર.
(૨) સાઠ(૬૦) ની સંખ્યાબતાવનારો એક સાંકેતિક અક્ષર, અંક સંદર્ભ.
(૩) શાળામાં ભણતા બાળકો બારાક્ષરી લખતા કે બોલતા **'વ'** 'વહાણ'નું 'વ' બોલે છે.

વા હવા.
(૨) હાડકાનો દર્દ.
(૩) ચેપી રોગનો ફેલાવ.
(૪) હતા.
(૫) નવી ફેશનનું ચલણ.
(૬) આદતની અસર.
(૭) અહંકાર.
(૮) જેટલું ના અર્થમાં દા.ત. **ખેતર વા**-ખેતર જેટલું,**રાસ વા**-રાસ જેટલું, લંબાઇનું.

(૯) પહેલીકાઓમાં જવાબની નજીક છો, એવું અર્થ સૂચવતો, દા.ત.'**વા**' લગેતો-જવાબની અસર લાગે છે, જવાબની નજીક છો.
(૧૦) 'વાહ'ના અર્થમાં.
(૧૧) વસ્તુનું ઠરડાઇ જવું. દા.ત. **વા પિઇ વેઓ આય.** (સુતારના ઓજારમાં)
(૧૨) અભિમાનના અર્થમાં. દા.ત. **હેવર ઇનમેં ભારી વા ભરાણૂં આય.**- હમણાં એને ભારી અભિમાન આવી ગયું છે.
(૧૩) ભરોંસો. દા. ત. **ઑસડ઼ કે ઓડો ન થીએ ને વૈધજો ગિને ન વા**- ઔષધ-દવા લે નહિં અને વૈધનો ભરોંસો ન કરે.

**દ્વિર્ભાવ: વા વા**- વાહ વાહ.
(૨) કપડા (બાળભાષામાં)
(૩) સારૂં મજાનું,

**વાં** પશ્ચિમ દિશા.
(૨) હોઉં. દા.ત. **આઉં વાં**-હું હોઉં.

**વી** વીસ. (૨૦) ની સંખ્યા.
(૨) હતી. દા.ત, **ઉ ઉત હાજર વી.**-તે ત્યાં હાજર હતી.
(૩) ગૌચર જમીન, રખાલ.

**વે** બેસ.
(૨) હોય. દા.ત. **ઇ વિચમેં ન વે.**- એ વચ્ચે નહીં હોય.
**દ્વિર્ભાવ : વે વે**- બેસ બેસ.
(૨) **વે વે હાંણે**-જા જા હવે.

**વેં** હોય, હતો
(૨) ગયો
**દ્વિર્ભાવ : વેં વેં** - ગયો હતો ?.

**વો** હો.

**વોં** વહેણ.
(૨) હો. (કંઠી પટમાં વપરાતો શબ્દ) દા.ત. **ઐં ઉત વોં**-તમે ત્યાં હો.

**વોં** હોઇએ.

**વૈ** ઉંમર, આયુષ્ય.





(૨) ચોપડો, ખાતાવહી.

**વૌ** વહુ, પુત્રવધુ.
**દ્વિર્ભાવ: વૌ વૌ**-કુતરાના ભસવાનો અવાજ.

**શ,ષ.** કચ્છીભાષામાં વપરાતા નથી.

## સ

કચ્છીવર્ણમારાનો ત્રીસમો વ્યંજન, ઉચ્ચાર.
(૨) કવિતાના છંદશાસ્ત્ર પ્રમાણે 'સગણ' સલગા, લઘુ,લઘુ, ગુરૂ.
(૩) સા શ્વાસ.પ્રાણ.
(૪) સંગીતના સ્વરસપ્તકોમાંનો 'ષડ્જ' સ્વર.
(૫) શ્વાસનો રોગ, દમ.
(૬) 'તથ્ય' દા.ત. **હિન ગ઼ાલમેં હીંગજો પ સા નાંય.**- આ વાતમાં જરાય (હીંગ જેટલી માત્રાનું) તથ્ય નથી.
(૭) સા-શા, શાહનું ટૂંકું રૂપ.
(૮) રાજા તરીકે ઓળખાવતો, દા.ત. **બાદશા. પાદશા.**
(૭) થી. તેથી. વડે. દા.ત. **અન સા પ્રાણ**-અન્નથી (તેથી-તેવડે) પ્રાણ છે.
(૮) સ્વાદ. દા. ત. **આમેં સા ન આમરી, ને ઘિઘડ઼ સા ન ધ્રાખ**-આંબાનો સ્વાદ આંબલીમાં ન હોય અને આંબલીનાં બી (ઘિઘડ઼) માં દ્રાક્ષનો સ્વાદ ન હોય.

**સી** ટાઢ.

**સીં** સિંહ.
(૨) મર્દ.
(૩) ક્ષત્રિયોમાં નામને અંતે લાગતો શબ્દ.

**સે** તે. દા.ત. સે કુરો ?-તે શું ?
(૨) શાહુડી, એક વનચર પ્રાણી.
(૩) એક ઝાડ.

**સેં** શરમ, મર્યાદા, રવા.
(૨) શતરંજની રમતમાં હારની નિશાની.

સેં સહે, સહન કરવું. દા.ત. **ઇ જિરા પ નેં સેં**-તે જરા પણ સહન નહિં કરે.
(૨) થી, વડે. દા.ત. **હથ સેં**-હાથ વડે.

સૈ સહી, હસ્તાક્ષર.
(૨) વાતને કળી જવી.

સૈં **(સઇં)** સવળી. દા.ત. **સૈં પૈ.**

સો સાંભળ્યું.
(૨) લગ્ન વખતે રાત્રીનું જાગરણ, સો જી રાત.

સોં સો. ૧૦૦. એક સો ની અંક સંખ્યા.

સોં સાંભળ્યું.
(૨) સમ. સોગંદ.

સૌ બધા. પોતે. (સઉ) દા.ત. **સૌ પિંઢ પિંઢજી સંભાર્યો**-બધાએ પોતાપોતાનું સંભાળવું.

સૌં સવળું. **સૌં પૌં.**

## હ

હ કચ્છીવર્ણમારાનો એકત્રિસમો વ્યંજન, ઉચ્ચાર.

હા હકારાત્મક સંમતિ સૂચક શબ્દ.
**દ્વિર્ભાવ : હા હા**-ભલે ભલે.

હાં સાંભળ્યું એવું અર્થ દર્શાવતો શબ્દ.
(૨) ગાયન કળામાં લય માટે વપરાતો નિર્થક શબ્દ. દા.ત. **હાં..રે..**
**દ્વિર્ભાવ : હાં હાં**-ના ના, મના.
(૨) બાળકને સુવડાવવું (બાળભાષામાં)

હી આ. દા.ત. **હી ન્યારતાં ખરો !.**-આ જો તાં ખરો.
(૨) પશુને ચલાવવા માટે કરાતો ઉચ્ચાર.
(૩) 'હમણા' દા.ત. **હી અચાંતો**-હમણાં જ આવું છું.
**દ્વિર્ભાવ : હી હી**-હસવાથી થતો અવાજ.

હીં આમ.





(૨) ઘોડાનું હીંસવું.

હૂ તે. દા.ત. **હૂ કિડાં વેઓ ?.**- તે ક્યા ગયો ?.

હૂં આમ. દા.ત. **હૂં ન્યારીયૂં ત**-આમ જોઇએ તો.

હે સંગીતના લયમાં વપરાતો નિર્થક આલાપ. હે....

હેં વિસ્મક જનક ઉદ્ગાર, **હેં કુરો ચેંઓં?**-હેં શું કહ્યું ?.

હૈ મારી, ઠપકારી.

હો હતો.

હોં પશુને ઊભો રાખવા કરાતો ઉચ્ચાર.
(૨) હૂંકાર.
**દ્વિર્ભાવ :હોં હોં**-ડખો.

હોં હઇએ, હઇશું. દા.ત, **પાં હોં**-આપણે હઇશું.



## સંદર્ભ સાહિત્ય


| | | |
|---|---|---|
| ૧. | કચ્છી શબ્દાવલી | શ્રી પ્રભુદાસ રણછોડજી. |
| ૨. | ગુજરાતિ કચ્છી શબ્દ કોશ | શ્રી દુલેરાય કારાણી. |
| ૩. | બૃહદ્ કચ્છી શબ્દકોશ | શ્રી પ્રતાપરાય ત્રિવેદી |
| ૪. | કચ્છી ધાતુ કોશ | શ્રી પ્રતાપરાય ત્રિવેદી |
| ૫. | જાણ-સુજાણ | શ્રી નારાયણ જોશી 'કારાયલ' |
| ૬. | કચ્છીભાષાજો નિંઢડો કોશ | શ્રી મણિલલ ગાલા |
| ૭. | સબધ સોનજી ખાણ | શ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન'' |
| ૮. | સાર્થ ગૂજરાતી જોડણીકોશ | નવજીવન પ્રકાશન (અમદાવાદ) |
| ૯. | ભગવદ્ગોમંડલ | ભગવતસિંહજી મહારાજ(ગોંડલ નરેશ) પ્રવિણ પ્રકાશન-રાજકોટ. |
| ૧૦. | પખીયેંજ્યૂં પિરૂલીયૂં | તેજપાલ ધારશી 'તેજ' |

## સબધ સૉનજી ખાણ :

(પર્યાયવાચી શબ્દોનો સંગ્રહ)

લે. લાલજી મેવાડા 'સ્વપ્ન'

વિવેચક : વ્રજગજકંધ

(આભાર સ્વીકાર : વિવેકગ્રામ : ઓક્ટોબર-નવેમ્બર- ૨૦૦૩)

(કચ્છ કલ્યાણ ફાઉન્ડેશન-મુંબઇ દ્વારા પ્રકાશિત લાલજી મેવાડા 'સ્વપ્ન' રચિત કચ્છીભાષા સાહિત્યનું અનન્ય પુસ્તક ''સબધ સૉનજી ખાણ''નું સાહિત્યિક વિવેચન જાણીતા કવિ 'વ્રજગજકંધ' દ્વારા કરવામાં આવ્યું છે.જેને અત્રે પ્રસ્તુત કરેલ છે.)

**શબ્દને સુંઘવાનું મન થાય છે,**
**શબ્દમાં ઊંઘવાનું મન થાય છે.**
**કોણ છે ? કોણ છે ? આમ સહજ**
**શબ્દને પૂછવાનું મન થાય છે.**

શબ્દની આરપાર જોવાનો આયામ કરનાર દરેક વિચારકને શબ્દની સામે પ્રશ્નાર્થ મૂકવાનું મન થાય એમ મને પણ મારા ઉક્ત શેરમાં થયું. શબ્દ એટલે શું ? શબ્દનો ઉદ્‌ભવ કેમ થયો ? શબ્દના પ્રારંભ-ઉદ્‌ભવકાળમાં એ કેવા સ્વરૂપે હશે ? એમાંથી કેવા કેવા ભાવ પ્રગટતા હશે ? ત્યાર પછી શબ્દ કેવા કેવા પરિવર્તન પામ્યો હશે ? તો એ કઇ સ્થિતિને પામ્યો ? આજનો શબ્દ કેવી અવસ્થાએ પહોંચ્યો છે ? આજના શબ્દ પાસે તેને પૂર્વ હતી તેવી જ અસ્મિતા છે ? પરિવર્તિત શબ્દ પાંગળો બન્યો છે કે સમર્થ બન્યો છે ? શબ્દ વિશે આવી કંઇક વિચારણા હાથ ધરી હોય તો તેનું પરિણામ કેવું આવે ? એ આપણા માટે ઉત્સાહવર્ધક બને કે નિરાશાની ખાઇમાં ધકેલી શકે ?

એ માટે આપણે શબ્દના સ્વભાવને ઓળખવો પડશે શબ્દના સ્વભાવને જો આપણે પામી શકીએ તો તેનો પૂર્ણ પરિચય થઇ શકે. શબ્દમાં રહેલી સામર્થ્યતા કે નિર્બળતાની ઓળખાણ ત્યારે જ શક્ય બને જ્યારે તેને વ્યવહારમાં પ્રયોજવામાં આવે. વ્યવહારમાં મૂકાયેલો શબ્દ જાતે જ પોતાની ખૂબીઓ અને ખામીઓનો પરિચાયક બની રહે છે. શબ્દ જો પોકળ હશે તો તેના પ્રતિભાવમાં એની અસર આપ મેળે વર્તાશે અને જો નક્કર એટલે કે પરિણામલક્ષી હશે તો ધારેલી સફળતાનું પરિષ્કાર બની રહેશે.





આપણે કોઇ પણ શબ્દ બોલીએ છીએ ત્યારે સ્વરતંત્રી દ્વારા માત્ર ધ્વનિ જ પ્રગટ કરીએ છીએ. આવી વિવિધ ધ્વનિઓનું સંકલન શબ્દરૂપે અવતરે છે. કોઇ નિર્જન વિસ્તારમાં ઊભા રહીને એવી અનેક ધ્વનિઓ તમે ફેંક્યા કરો તો એમાંથી કશું નિષ્પન્ન થવાનો સંભવ છે ખરો ? આપણી અપેક્ષા પૂર્ણ નહીં થાય. તેથી શબ્દમાંથી અર્થને પ્રગટાવવા માટે સામાજિક સંદર્ભની કેટલી અનિવાર્યતા છે તે સ્પષ્ટપણે સમજી શકાય એવી બાબત છે.

આવું જ લેખિત સ્વરૂપના શબ્દ માટે પણ બનવા જોગ છે. કોઇ એક શબ્દને એકલો જ પાના પર તરતો મૂકવામાં આવે ત્યારે તેને વાંચનાર જુદાં જુદાં અર્થઘટન કરવા પ્રેરાશે. એકજ વ્યક્તિના મનમાં એના અનેક અર્થો પ્રગટશે અથવા વ્યક્તિ વ્યક્તિએ એના અર્થોમાં ભિન્નતા દેખાશે, જેમકે આપણે ''પ્રેમ'' શબ્દનો દાખલો લઇએ તો કોઇ એને બાળક સાથે સંદર્ભ આપશે અને એને બાળપ્રેમ-વાત્સલ્યભાવનો અર્થ કરશે, તો કોઇ પ્રેમી-પ્રેમિકાના કર્તવ્યના રૂપે જોશે તો વળી કોઇ પ્રકૃતિપ્રેમી એને પ્રાકૃતિક સૌંદર્યના તત્ત્વ સાથે અનુસંધાન કરવા પ્રયત્નશીલ બનશે. કોઇ ધાર્મિકવૃતિની વ્યક્તિને એમાં પ્રેમલક્ષણા ભક્તિના દર્શન થશે અને અલૌકિક ભાવમાં વિભોર બની જશે. આમ શબ્દમાં રહેલી સાપેક્ષતા એની અસર દર્શાવે છે, એટલે કે, શબ્દ આખરે તો શાંત છે, જ્યારે એમાંથી પ્રગટતા અર્થો અનંત છે-હોઇ શકે છે. તેથી શબ્દ નિત્ય છે અને અર્થ અનિત્ય છે. શબ્દ તો એ જ સ્વરૂપે પણ રહી શકે પણ કાળાંતરે અર્થ બદલી જાય એ સંભવ છે.

ચિંતક અને લેખક ''શ્રી હરેશભાઇ ધોળકિયા'' પોતાના ''બાવનનો સઘડો વિસ્તાર'' લેખમાં લખે છે. ''અક્ષર જ્યારે શબ્દ બને છે અને તેમાં અર્થ પ્રવેશે છે. ત્યારે તે જીવંત બની જાય છે-ધબકી ઊઠે છે અને શ્રોતા-વક્તાના -વાતાવરણને ગદ્‌ગદિત કરી નાખે છે''. ''બાવનનો સઘળો વિસ્તાર'' માં ''વિસ્તાર''શબ્દને પકડીએ તો પણ શબ્દ સત્ય ઠરે છે. બાવન અક્ષરો દ્વારા વક્તા, શ્રોતા, વાચક વ્યાપકતાની અનુભૂતિ કરે છે. કેટલાક શબ્દો, કેટલાક વાક્યો સાંભળવાથી વ્યક્તિની અંદરની શાંત, ગૂંચળુંવાળેલ સુષુપ્ત ચેતના જાણે આળસ મરળીને જાગૃત થાય છે... માટે જ ઉપનિષદોએ શબ્દને પણ ''બ્રહ્મ'' કહ્યો. શબ્દબ્રહ્મની સાધનાની આજ્ઞા આપી સ્વાધ્યાય દ્વારા શબ્દ વ્યક્તિને વ્યાપકતાના પગથીયાં ચડાવતાં બ્રહ્મમાં ભૂસકો મરાવે છે. શબ્દોની સાધનાજ વ્યક્તિને ''અખિલમ્ મધુરમ્'' અનુભૂતિ કરાવે છે.

આવા ''શબ્દબ્રહ્મ''ની સાધના વર્ષોથી થતી જે રહી છે, જગતની વિવિધ ભાષાઓને સુગઠિત સ્વરૂપ આપવામાં શબ્દબ્રહ્મની સાધનાએ જ મહત્ત્વનું પ્રદાન કર્યું છે-યોગદાન આપ્યું છે. આપણી ભારતીય ભાષાઓની જ વિકાસયાત્રાના ઇતિહાસ તરફ નજર કરીએ તો ''અમરકોશ''ની રચના ઇ.સ. ની પાંચમી સદીમાં ''નામ લિંગાનુશાસનમ્''

નામે થઇ જેના કર્તા ''અમરસિંહ'' હતાં પરિણામે તે ગ્રંથ ''અમરકોશ'' નામે ભારતભરમાં પ્રસિદ્ધ-પ્રતિષ્ઠિત થયો છે. ''અમરકોશ''ના સંકેતાર્થથી વધુ ખ્યાત આ કોશ પહેલા પણ આપણે ત્યાં સંસ્કૃતમાં આ પ્રકારના ગ્રંથો રચાયા છે. ''અમરકોશ''માં શ્લોકબદ્ધ રચના છે. ''અનુષ્ટુપ'' છંદમાં ૧૪૯૭ શ્લોકો આપવામાં આવ્યા છે. પ્રાસાદિક અને પ્રવાહી પદ્યરચના હોઇ ''અમરકોશ'' કંઠસ્થ કરવાની પ્રણાલિ ભારતીય શિક્ષણમાં પ્રચલિત થઇ હતી. ''ગરથ ગાઠે અને વિદ્યા પાઠે'' એવી પુરાણી કહેવત છે.એટલે ભારતના અનેકાનેક કવિઓ,વિદ્વાનો,વિદ્યાર્થીઓને ''અમરકોશ'' કંઠસ્થ હતો. આને કારણે આપણા સુશિક્ષિતો અને સર્જકોનું ભાષા પ્રભુત્વ ઘણું કેળવાયેલું હતું. સર્જકો માટે છંદ રચનામાં બંધ બેસતા શબ્દની શોધ કરવા ''અમરકોશ'' ઘણો ઉપયોગી બન્યો હતો. ભારતીય કવિઓ, વિદ્વાનો અને સુશિક્ષિતોનું ભાષા પ્રભુત્વ વિકસાવવામાં ''અમરકોશ'' નો મોટો ફાળો રહેલો છે.

અમરકોશ પછીના કાળમાં કલિકાલ સર્વજ્ઞાચાર્ય શ્રી હેમચંદ્રસૂરિ વિરચિત સગુર્જરાર્થા ''અભિધાન ચિન્તામણી-નામમાલા'' પ્રસિદ્ધ થયેલ છે. આ ગ્રંથ ૧૫૪૨ શ્લોકથી સમૃદ્ધ બન્યો છે. એટલું જ નહી પણ જેમ ''અમરકોશ'' ની રચના અક્ષરમેળ છંદ અનુષ્ટુપમાં થયેલી તેમ ''અભિધાન ચિંતામણી-નામમાલા''માં જે શ્લોક છે તે શાર્દૂલવિક્રિડિત, રથોદ્ધતા, વંશસ્થ, ઉપજાતિ, વસંતતિલકા આદિ અક્ષરમેળ છંદોમાં નિરૂપિત ઉત્તમ કાવ્ય રચનાઓ છે. આ ગ્રંથ છ કાંડમાં વિભાજીત છે. દરેક કાંડના વિષયમાં પણ વિવિધતા જોવા મળે છે. ૮૬ શ્લોકના પ્રથમ કાંડ ''દેવાધિદેવ''માં અરિહંત, ભગવંત, તીર્થંકરો, ગણધરો, પૂર્વીઓ,યક્ષો, લાંછનો વગેરેની રસપ્રદ માહિતી મળી રહે છે. ૨૫૦ શ્લોકનો દ્વિતિયકાંડ,''દેવકાંડ'', સ્વર્ગ, દેવ, સૂર્ય,ચંદ્ર, નક્ષત્ર, તારા, રાશિઓ, પ્રકાશ, કાળ-સમય, ઋતુઓ વગેરે વિગતોથી સમૃદ્ધ બન્યો છે. ૫૯૮ શ્લોકના તૃતિયકાંડ ''મર્ત્યકાંડ''માં મનુષ્ય માનવીય, અવસ્થા, ગુણ-અવગુણ, અનાજ અને અન્ય ખાદ્ય પ્રદાર્થો, પીણા, વસાણા, ભોજનવિધિ, રોગ ઇત્યાદિની જીવનોપયોગી બાબતો વણી લેવામાં આવી છે. ૪૨૩ શ્લોકવાળા ચતૃર્થકાંડમાં ''તિર્યકકાંડ'' માં પૃથ્વી,ભૂમિ, માટી, મીઠું, પ્રદેશો, નદીઓ, રાષ્ટ્ર, ગામ, ખેતર, નગરો, કોટ-કિલ્લા માર્ગ વગેરેનું સુપેરે વર્ણન થયેલું છે.માત્ર સાત શ્લોકના બનેલા પંચમકાંડ ''નારક''માં સાત નરકો, પાતાલ, નાગલોકની વિગતો આપી છે. જ્યારે છેલ્લા ૨૭૮ શ્લોકના સામાન્યકાંડમાં લોક, અલોક, આત્મા, પ્રાણી, જન્મ, પ્રાણ, જ્ઞાન, મન, પીડા, ભૂખ, પાપ-પુણ્ય, જ્ઞાનેન્દ્રિય, પશુ-પંખી, વગેરેની સ્પષ્ટ છણાવટ કરવામાં આવી છે. આ ગ્રથંમાં આપેલા પર્યાયવાચી શબ્દો અંગેના શ્લોકો પૈકી એક શ્લોકનો આસ્વાદ કરીએ તો તે ઉપકારક બની રહશે.

દા.ત. ''વહાલી સ્ત્રી'' ના પ્રર્યાયવાચી ૧૦ શબ્દો આપ્યા છે તે શ્લોક આ પ્રમાણે છે.





**પ્રેયસી,દયિતા, કાન્તા, પ્રાણેશા, વલ્લભા પ્રિયા,**
**હૃદયેશા, પ્રાણસમા, પ્રેષ્ઠા.પ્રણયિની ચ સા.**

આ ગ્રંથના અભ્યાસથી આપણા શબ્દ ભંડોળમાં અકલ્પિત વૃદ્ધિ થવાનો અવકાશ રહેલો છે. સર્જક મિત્રોની શબ્દ માટે જે કંઇ મુંઝવણ કે અવઢવ હોય તે એના દ્વારા હલ થઇ જાય એમ લાગે છે.

''અમરકોશ'' અને ''અભિધાન ચિન્તામણી-નામમાલા'' એ બન્ને ગ્રંથોનો સંક્ષિપ્ત પરિચય કર્યા બાદ હવે આપણે ગુજરાતી ભાષામાં થયેલા આવા જ ક્ષેત્રિય કાર્ય તરફ દૃષ્ટિપાત કરીએ. જે ઉપક્રમ માટે આપણે આગળ વધે રહ્યા છીએ તેને પુષ્ટિકર બનાવવામાં એ અવશ્ય સહાયક બની રહેશે.

સને ૧૯૯૪માં ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી ''ગુજરાતી ભાષાનો શબ્દાર્થ કોશ'' (થિસોરસ-THESAURUS) પ્રગટ થયેલ છે. આ ''શબ્દાર્થ કોશ'' ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલ છે. આ ''શબ્દાર્થ કોશ'' ગુજરાતી ભાષામાં રચાયેલો પ્રથમ ''થિસોરસ'' છે. અંગ્રેજી ભાષાના પંડિતોમાં રોજેટ નામના બહુશ્રુત વિદ્વાને ''થિસોરસ''ની રચના કરી છે.જગતભરના એક વિશિષ્ટ પ્રતિભાશાળી કોશકાર તરીકે તેમની કિર્તિ અપ્રતિમ રહી છે.

''ગુજરાતી ભાષાનો શબ્દાર્થ કોશ'' માં પણ રોજેટની પદ્ધતિનું તારત્મય ગ્રહણ કરીને આપણા દેશકાળ જીવન અને સંસ્કૃતિને વિશિષ્ટ સંદર્ભમાં વાણીની બહુરૂપતા સાથે કામ લેવામાં આવ્યું છે. આ ગ્રંથ ગદ્યમાં નિરૂપિત થયેલ છે. એમાં ૩૦ આલોક-વિભાગ રાખવામાં આવ્યા છે. કુલ્લ ૧૦૦૯ વિભાવનાઓને સમાવવામાં આવી છે.આ ''થિસોરસ''માં પર્યાયવાચી, સમાનાર્થી,તેમજ વિરોધી-વિલોમ શબ્દો પણ આસપાસની વિભાવના સાથે આપવામાં આવ્યા છે. ભિન્નરૂપની સૂક્ષ્મ અર્થછાયાઓ સાથે શબ્દની વિભાવનામ ક્રિયાપદના રૂપે, વિશેષણ રૂપે તથા ઉક્તિમાં કહેવાતો, રૂઢીપ્રયોગો અને અવતરણોને સમાવી લેવામાં આવેલ છે.

હવે આપણે આ ''થિસોરસ'' ના કોઇ એક આલોક-વિભાગમાંથી એક શબ્દ લઇને તેમાં રહેલી વિભાવનાને સ્પષ્ટ કરીએ તે ઉચિત બની રહેશે.

અહીં આપણે ઢાઇ અક્ષરથી સર્જિત ''શબ્દ'' ને જ પ્રાધાન્ય આપીએ તો શબ્દની વિભાવના,અર્થછાયા વગેરે બાબતોને શબ્દથી જ પામીએ : શબ્દ, પદ,અભિવ્યક્તિ, ઉચ્ચારણ,ભાષાકિય રૂપ, ઉચ્ચરિત શબ્દ, પર્યાય, એકાક્ષરી, સમધ્વનિ, અનેકાર્થ, સમાનાર્થ, લક્ષણા, વર્ણશંકર શબ્દ, પ્રતિ શબ્દ, વ્યુત્પતિ, અપભ્રંશ,શિષ્ટ, અશિષ્ટ, શબ્દકોશ, શબ્દાવલિ, શબ્દ સંગ્રહ, શાબ્દિક, શબ્દ વિષયક, વગેરે...

ઉક્તિ : આરંભે શબ્દ હતો, શબ્દ ઇશ્વરની સાથે હતો, શબ્દ જ ઇશ્વર

હતો,કુદરતની જેમ શબ્દો આત્માને અર્ધો પ્રગટ કરે છે અને અર્ધો પ્રચ્છન્ન રાખે છે.

★ એક : શબ્દ : સમ્યગધીત : સમ્યક્ :પ્રયુક્ત :
સ્વર્ગલોકે કામધુગ્ભવતિ.
વ્યુત્પતિ રહિતા શબ્દા, રુઢા આખંડલાદ્ય : ।
યોગોડન્વય : સતુ ગુણ-ક્રિયા સમ્બન્ધ સમ્ભવ : ।।

ભારતીય ભાષાઓમાં પણ ''થિસોરસ''નું સર્જન થયેલ છે. અને ૧૯૪૫ માં ડૉ. ભોલાનાથ તિવારીએ હિન્દીભાષાનો ''બૃહત્ પર્યાયવાચી કોશ'' આપ્યો છે. આ ગ્રંથ ''થિસોરસ''ની સમકક્ષ ગણી શકાય પરંતુ એમાં પૂર્ણતા નથી દેખાતી. ત્યાર બાદના પ્રયત્નમાં સને ૧૯૮૬ માં કલકત્તાની સાહિત્ય સંસદે પ્રસિદ્ધ કરેલ ''સંસદ સમાર્થ શબ્દ કોશ'' આવે છે જેના સર્જક શ્રીઅશોક મુખોપાધ્યાય છે અને ત્રીજો પ્રયત્ન ગુજરાત સાહિત્ય અકાદમી-ગાંધીનગર દ્વારા સને ૧૯૯૪ માં થયેલો છે. જેના માનાર્દ સંપાદક ડૉ. ઇશ્વરલાલ ર. દવે છે.

મારા ઉપક્રમને નજર સમક્ષ રાખી ઉક્ત વિવરણ દ્વારા કચ્છી કવિ શ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન' કૃત ''સબધ સૉનજી ખાણ'' માં ''થિસોરસ''ના અંશ રહેલા છે કે કેમ ? તે જોવાનો પ્રયાસ કરવો છે. જો આ બાબત વિદ્વાનોને મતે સિદ્ધ થાય તો ભારતિય ભાષામાં રચાયેલા ''થિસોરસ''માં ''સબધ સૉનજી ખાણ'' ને ચોથું સ્થાન મળી શકે કે કેમ ? એ વિશે પણ કચ્છીભાષાના મારા સાથી સર્જકો, વિવેચકો, ભાષાવિદો, વિદ્વાનોને વિચારણા કરવા પ્રેરે એવું વાતાવરન સર્જવાનો આયામ પણ ઉપકારક બની રહેશે એમ હું માનું છું

હવે આપણે ''સબધ સૉનજી ખાણ''ના પૃષ્ઠો પર નજર કરીએ. ''સબધ સૉનજી ખાણ'' માં કર્તા કવિ શ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન' એં ''સબધનું સબધ સૉનજી ખાણ તેં'' એ શીર્ષક હેઠળ આ ગ્રંથ-પુસ્તકના સર્જનના સંદર્ભમાં રહેલી પોતાની અભિપ્સાને વાચા આપી છે. પ્રારંભમાં...

**न सोऽस्ति प्रत्ययो लोकेयः शब्दानुगभाइते ।**
**अनुविधमित्र ज्ञानं सर्व शब्देन भासते ।।**

એટલે કે જગતમાં એવું કોઇ જ્ઞાન નથી જેમાં શબ્દની સહાય ન હોય. બધુ જ્ઞાન શબ્દ વડે અનુગ્રથિત વ્યાપ્ત છે.

આ શ્લોક મુકીને એમણે શબ્દ પ્રત્યેની એમની સાધના, એનું સામીપ્ય અને દેશ્ય





શબ્દો પ્રત્યેની એમની સાહજિકતાને સુપેરે દર્શાવી શકવા સમર્થ હોવાની ઉચ્ચતમ ભાવનાને સાદશ્ય કરી બતાવી છે એટલે આ પુસ્તકના સર્જનની અડધી સફળતા-સુયશ મેળવી જ લીધેલ છે.એમ દર્શાવવું યોગ્ય ઠરે છે. કહેવાય છે કે પ્રતિભા પોતાના મુલ્યો જાતે જ ઊભાં કરીલે છે. કવિ 'સ્વપ્ન' ના પ્રથમ કાવ્ય સંગ્રહ 'વાછંઢ' ની પ્રસ્તાવનામાં સ્વ. શિવાજી બારોટે નોંધ્યું છે. **'કાવ્ય મથેજી કવિજી હથરોંટી પણ વખાણે લાયક આય. છંદજી સમજ, શબ્દજો ઉપયોગ, કવિજી કલમજો પાકે પરિચય ડીયેંતા'**. આ શબ્દોમાં કવિ 'સ્વપ્ન' ની પ્રતિભાના દર્શન થાય છે.

ભાષાના પ્રાદુર્ભાવ અંગે કવિશ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન' એ જ કલ્પન રજૂ કરેલ છે, તે યથાર્થ છે, એમ માનવાને કારણ રહે છે. કારણ કે આપણી પૃથ્વી અસ્તિત્વમાં આવી તે પછીના ઘણા લાંબા સમય સુધી તો નરી પ્રકૃતિરૂપે જ હતી, કાળક્રમે તેના પર જીવસૃષ્ટિનો ઉદય થયો,વિવિધ પ્રકારના જીવો પેદા થતા ગયા અને છેવટે ઉત્ક્રાંતિ સ્વરૂપે માનવ પ્રાણીનો ઉદ્દભવ થયો ત્યારે તેની આસપાસ અનેક વિધ વિધ પ્રકારની અન્ય સૃષ્ટિ હાજર હતી. જેમાંથી તે પોતા માટે જ્ઞાન સંપાદન કરી શકે એવું વાતાવરન પણ નિર્માણ થઇ ગયું હતું. એટલે કવિ શ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન' જણાવે છે તેમ માનવીએ પોતાના ઉધામા છતા કરવા માટે ભાષાની ઉત્પતિ કરી એને તેના આધારરૂપમૂળ તરીકે ઝાડ-પાનના ધ્વનિઓ, પંખીઓનો ટહુકાર, વાદળાઓનું ગર્જન, વીજળીનો ચમકાર. પવનનો સુસવાટ વગેરે પ્રકૃતિજન્ય ધ્વનીઓમાંથી તેંને અક્ષર, શબ્દ અને ભાષાની રચના કરી હશે.

એક ધાર્મિક માન્યતા મુજબ ભગવાન શ્રી શંકર-મહાદેવના પ્રિય વાદ્ય ડમરૂના નિનાદમાંથી નાદબ્રહ્મ રૂપે જે ચૌદ સૂત્રો પેદા થયા તેમાંથી ભાષાની ઉત્પતિ થઇ. આપણે આ વાર્તામાં રહેલ શ્રધ્ધા-આસ્થાને અવગણીએ નહિં તો પણ ભારતિય ભાષાઓ સિવાય લાખો ભાષાઓમાં રહેલા ચિત્ર-વિચિત્ર સ્વરો કઇ રીતે અસ્તિત્વમાં આવ્યા તે પ્રશ્ન ઉભો રહે છે.માટે પ્રકૃતિ જ ભાષાની ઉત્પતિમાં આધાર માનીએ એ યથાર્થ ઠરે છે કારણ કે પ્રકૃતિ સર્વત્ર છે. વળી એજ રીતે ડમરૂના નિનાદ સમગ્ર પૃથ્વીને ઘેરી વળ્યા હોય એવી સંભાવના પણ રહેલી છે.

હવે આપણે મૂળ વિષય તરફ અભિમુખ થઇએ. ''સબધ સૉનજી ખાણ'' કાવ્ય સંગ્રહ ચાર ખંડમાં વિભાજીત છે. પ્રથમ ખંડમાં અનેકાર્થી શબ્દો, દ્વિતીય ખંડમાં એકાક્ષરી શબ્દો,તૃતિય ખંડમાં સમાનાર્થી શબ્દો, અને ચતુર્થ ખંડમાં ભાષામાં પ્રયોજાતા ઉપસર્ગના ભાવને સ્પષ્ટ કરવામાં આવ્યા છે. પ્રથમ ખંડમાં ૫૦૫ કાવ્ય રચનાઓ, દ્વિતિય ખંડમાં ૧૮૩, તૃતિય ખંડમાં ૧૭૦ અને ચતુર્થ ખંડમાં ૧૦ એમ કુલ મળીને ૮૬૮ કાવ્ય રચનાઓના સર્જનનું માતબર કાર્ય કવિ લાલજી મેવાડા 'સ્વપ્ન'નું કચ્છી ભાષા સાહિત્ય ક્ષેત્રે એક ચિરંજીવ સંભારણું-નવલું નજરાણું અને અમુલ્ય અક્ષરોપાસના બની રહેશે એવું આ સંગ્રહ પરથી ચોક્કસપણે વર્તાય છે. એમની શબ્દ સાધનાએ અહીં પુરો રંગ બતાવ્યો છે.

કુલ ૮૬૮ કાવ્ય રચનાઓના ઉપયોગમાં લેવાયેલા શબ્દોની સંખ્યા કાવ્ય રચનાઓથી દસ ગણી લેખીએ તો આશરે નવથી દસ હજાર જેટલા શબ્દોનો ખજાનો ઉપયોગમાં લેવાયેલો છે. એમ ગણતરી માંડી શકાય. અત્યાર સુધી પ્રગટ થયેલા કચ્છી ભાષાના શબ્દકોશોમાં વિદ્વાન વ્યાકરણી શ્રી પ્રતાપરાય ગો. ત્રિવેદીના ''બૃહદ્ કચ્છી શબ્દ કોશ'' ભાગ-૧-૨માં ૨૦,૦૦૦ જેટલા શબ્દોનો સમાવેશ થયેલો છે.

કવિ લાલજી મેવાડા 'સ્વપ્ન'ના ''સબધ સૉનજી ખાણ''માં લેવાયેલા શબ્દો વિશે નોંધે છે કે ઘણી વખત રોજની બોલચાલમાં ઓછા વપરાતા શબ્દ યાદ આવે પણ વારંવાર ભાષામાં પ્રયોજાતો શબ્દ ચિત્તમાં ન ચડે એમ પણ બની શકે. એટલે કેટલાક શબ્દો રહી ગયા હોય, જે શબ્દો યાદ આવ્યા અને વારંવાર છુટથી વપરાય છે એવા શબ્દોનો સંગ્રહ કર્યો છે. કવિ 'સ્વપ્ન'ની આ નિખાલસ કબુલાત એમને સાદર અભિનંદનના અધિકારી બનાવે છે. એમણે જે શબ્દોનો વિનિયોગ કર્યો છે. તે બધા ભલે દેશ્ય કચ્છી ન હોવા છતાં-અંગ્રેજી, ગુજરાતી, હિન્દી કે અન્ય ભારતીય ભાષાઓના છે-એમણે કચ્છીભાષાને અનુરૂપ અને વ્યવહારમાં શક્ય બની શકે તે પ્રમાણેની ઉચ્ચારને અનુરૂપ જોડણીમાં મૂકીને કચ્છીભાષા ક્ષેત્રમાં અવિસ્મરણીય કાર્ય કર્યું છે.ભાષા એ વહેતી સરિતા છે, એમાં આસપાસથી અન્ય ઝરણાં આવી ભળે તો એની સમૃધ્ધિમાં વધારો જ થવાનો છે. ભાષાનો એક ગુણ પરિવર્તનશીલતા છે.

શબ્દના સંદર્ભમાં કચ્છી સાહિત્યના ક્ષેત્રે પોતાનો ફાળો નોંધાવનાર સર્જકો-પૂર્વસૂરિઓના સર્જન તરફ દૃષ્ટિપાત કરીએ તો એમની કચ્છીભાષામા સંસ્કૃત શબ્દોની પ્રચૂરતા શબ્દને તોડ-ફોડ કરવાની વૃતિ અને શબ્દની જોડણી બાબતેનું સાપેક્ષ વલણ જોવા મળે છે. કચ્છના સિદ્ધહસ્ત કવિ શ્રી રાઘવની એક રચના આસ્વાદીએ :

એમના સને ૧૯૧૩માં પ્રગટ થયેલી ''સંતાસંત દર્પણ''માં પ્રારંભે મંગલાચરણ રૂપે વસંતતિલકાવૃતમાં રચાયેલી એક કૃતિ મુકવામાં આવે છે. આ કૃતિના શબ્દો છે..

**ઇચ્છા ન રાગ દિલ દ્વેષ ન લેશ જેમેં,**
**ગ્લાની ન ક્રોધ ભય જેં ન રખ્યા હૃદેમેં.**
**દાની દયાલુ ભવ રોગ ભિષ જા અકામી,**
**નિત્યાપ્ત બોધક ગુરુવર પરગામી.**
**પંચેંદ્રિજે વિષય મ્યાં મનવૃત વારે,**
**ઢારે છડ્યા નયન જે નિજરૂપ ન્યારે.**
**તૃષ્ણા ન મોહમદ કલશ ન હર્ષ જેં કે,**
**શાંતિ સ્વરૂપ ધન ! હે મન ! વંદ તેં કે.**

આ રચનામાં સંસ્કૃત શબ્દોની ભરમાળ છે છતાં એનું વારંવાર રટણ કરવાથી એને





એમાં વપરાયેલાં કચ્છી ક્રિયાપદના પ્રયોગ માત્રથી કચ્છીભાષામાં થયેલા અન્ય ભાષાના શબ્દોનો વિનિયોગ બાધારૂપ બનતો નથી. વારે, ઢારે અને ન્યારેના અનુપ્રાસનો મધુર રવ કાનમાં ગુંજ્યા કરે ત્યારે ભાષાના ભેદ ભુલાઇ જાય છે એવું એમના સમગ્ર સર્જનનો અભ્યાસ કરવાથી પ્રતીત થાય છે.

કવિ શ્રી નિરંજન (મુરારી લાલજી વ્યાસ)ની કચ્છના રાષ્ટ્રગીત તરીકે પ્રસિદ્ધિને પામેલી રચના ''મૂંજી માતૃભૂમિકે નમન''માં વપરાયેલા ક્રિયાપદ નરતન, ચવન, ડોલન, તરન, પુજન, વસન, કુછન, ઝૂઝન, પ્રકટન અને સંભરન તેમજ અન્ય નામ કે વિશેષણરૂપ શબ્દોમાં કાટ-છાંટ થઇ હોવા છતાં ગીતમાં રહેલા ભાવને કારણે આજ દિવસ સુધી કચ્છી પ્રજા આ ગીતને ગાતી રહી છે-માણતી રહી છે. અહીં શબ્દો બાધક બનતા નથી બલ્કે કવિતાક્ષેત્રે સર્જન કરતાં મિત્રો માટે માર્ગદર્શક ભૂમિકા પ્રદાન કરે છે.

શબ્દો : મા-માં, હિકડો-હેકડો, હિક્યાર-હિકીયાર, અધકિચર્યો-અધકિચરેઓ, અથર-અથિર, ઇતરા-એતરા, બઇયાર-બિઇઆર, કિતરાક-કેતરાક, ન્યેરીંધે-નેરીંધે, કછી-કચ્છી, વિઝણું-વિનણું, ધુનીયાં-ધુનીઆં, બિઇ-બઇ, મંધેયાણી-મંધીઆંણી, મિડે-મડે અને બીજા એવા શબ્દો.

ઉક્ત વિગતના અનુસંધાને ''સબધ સૉનજી ખાણ''માં સમાવિષ્ટ શબ્દોનો વિચાર કરીએ તો સૌ પ્રથમ તો કવિશ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન' ની શબ્દ ભંડાર શક્તિ માટે ગૌરવ થાય છે. ગ્રામ્ય વિસ્તારમાં વસવાટ અને લોક સંપર્કને કારણે એમની પાસે કચ્છી દેશ્ય શબ્દોનો અમુલ્ય ખજાનો છે. એટલું જ પણ કાવ્યમાં તેને કઇ રીતેં પ્રયોજવો તેની ઊંડી સૂઝ છે. આજે સામાન્ય રીતેં શહેરી કચ્છીભાષામાંથી લગભગ લુપ્ત થઇ ગયેલા કચ્છીભાષાના શબ્દોનો કાવ્ય સર્જનમાં ઉપયોગ કરીને એમણે શબ્દોને પુનર્જીવિત કરી, ભાષાની મોટી સેવા કરી છે. આવા તદ્દન દેશ્ય શબ્દોની યાદી તો ઘણી લાંબી બની શકે પણ એ પૈકીના થોડાક શબ્દો નોંધીએ : આરીઓ, છનું, ટુંઢો, ડંધારી, તરક, ભભૂ, માતર, વોંધ, લેસ, વેસલો, સડ,હકલ, ત્રૂ, ધ્રા, ધૈ, ધ્રો, ધૂં, પોં, પ્રો, મોં, લૈ, માંઢોણી, આબર, ડોભાસો, સિંજા, પીંગો, ઑંધી, હુજત, હુભ, એંકાર, વિસર, હાબડ, જુંઢો, લાવાજાંખા અને બીજા એવા અનેક શબ્દો....

તદ્ભવ શબ્દોનો ઉપયોગ પણ કચ્છીભાષાના નજીકતમ ઉચ્ચારને લક્ષમાં લઇને એ પ્રમાણેની જોડણીમાં મૂકવાના એમના પ્રયત્નોમાં તેઓ સફળ રહ્યા છે. તો કચ્છીભાષામાં રૂઢ થયેલા તદ્ભવ શબ્દોનો પણ યથેચ્છ ઉપયોગ કર્યો છે. જેમ કે પ્રમાણ-**પિરમાણ**, પદાર્થ-**પિદારથ**, પ્રકાશ-**પિરકાશ**, પ્રવાહ-**પિરવાહ**, કૃપા-**કિરપા**, પ્રસંગ-**પિરસંગ**, પ્રધાન-**પિરધાન**, પ્રદાન-**પિરડાન**, શબ્દ-**સબધ**, અર્થ-**અરથ**, કાગળ-**કાગર**, ભાષા-**ભાસા**, સર્જન-**સરજન**, પ્રકાર-**પિરકાર**, મંદિર-**મિંધર**, દુકાન-**ધુકાન**, સરનામું-**સિરનામૂં**, પ્રપંચ-**પિરપંચ**, પ્રથા-**પિરથા**, નસીબ-**નિસીભ**, પાછળ-**પાછડ**, કાતર-**કતર**,

ગરબો-**ગુરબો**, દાવ-**ડાવ**, ચાક-**ચક**, અંદર-**અંધર**, દશા-**ડસા**, થાળી-**થારી**, બંદગી-**ભંધગી**, ચરણામૃત-**ચિરણામૃત**, છત્ર-**છતર**, હાથ-**હથ**, મૂળ-**મૂર**, લાજ-**લજ઼** વગેરે...

અન્ય ભાષા એટલે કે ગુજરાતી, અંગ્રેજી કે કવચિત હિન્દી-ઉર્દુના શબ્દોનો ઉપયોગ જ્યાં જ્યાં કર્યો છે,ત્યાં ત્યાં જે તે શબ્દ પર અવતરણ ચિહ્ન મૂકીને પ્રયોજ્યા છે એ પણ એમની કોઠા સૂઝ બતાવે છે, અહીં એની નોંધ મુકવાનું બિન જરૂરી હોતાં નથી મુકી તેમજ આવા તત્સમ શબ્દો સ્વયં સિદ્ધ હોવાથી તે અંગેની ચર્ચાને કોઇ અવકાશ રહેતો નથી, તેમ છતાં આવા કેટલાક શબ્દોની જોડણી ખોટી થવા પામી છે તેમના તરફ ધ્યાન દોરૂં છું. જેમ કે અનૂસર્યો-અનુસરયો,સર્ટીફિકેટ-સર્ટીફિકેટ, રેકડ-રેકર્ડ, વગેરે અને બીજા એવા શબ્દો છે જેમાં હ્રસ્વ 'ઇ' ને બદલે 'ઈ' અને હ્રસ્વ 'ઉ' ને બદલે 'ઊ' નો વપરાશ જોવા મળે છે, કવિશ્રી 'સ્વપ્ન' એ આ વિશે નિર્દેશ કર્યો છે પણ અતે ભાષાકિય દૃષ્ટિએ માન્ય-ગ્રાહ્ય રાખી શકાય કે કેમ ? વળી ગુજરાતી ભાષામાં પણ હવે દીર્ઘ ઉચ્ચારણો મૌખિક અભિવ્યક્તિમાં તેની પરિણામ લક્ષિતા દર્શાવતા નથી. તેમજ કચ્છીભાષામાં તો દીર્ઘ ઉચ્ચારણો ખૂબ ઓછા છે. અને હ્રસ્વ 'ઇ' 'ઉ' 'એ' 'ઓ' વગેરે સ્વરો પણ અગ્રબધુ સ્વરૂપનું પ્રાબલ્ય ધરાવે છે ત્યારે દીર્ઘ 'ઈ' ને 'ઊ' નો નિર્દેશ કરી એ પ્રમાણે ઉપયોગ કરવા પાછડના તર્ક, ઉદ્દેશ્ય અને તારાતમ્યને અંગે ખુલાસો કર્યો હોત તો કંઇક સાર્થક બન્યું હોત.

''અમરકોશ''માં આપેલી કૃતિઓ અનુષ્ટુપ છંદમાં છે જ્યારે ''અભિધાન ચિન્તામણી-નામાવલી'' ની રચનાઓ વિવિધ સંસ્કૃતવૃતોમાં સર્જન પામી છે. તેવીજ રીતે ''સબધ સૉનજી ખાણ'' માં પણ જેટલી કાવ્ય કૃતિઓ મૂકાઇ છે, તે સર્વ છંદોબદ્ધ-માત્રામેળ છંદમાં રચાઇ છે. એક રીતે જોવા જઇએ તો આ સામ્યતા કચ્છીભાષા સાહિત્ય માટે ગૌરવપ્રદ ગણાય એવી છે. આટલી મોટી સંખ્યામાં છંદોબદ્ધ રચનાઓ કરીને કવિ શ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન' એ પોતાની કાવ્યપ્રતિભા,પધપ્રીતિ અને કાવ્યત્વની ઊંડી સમજનો પરિચય કરાવ્યો છે. છંદ પર એમનું પ્રભુત્વ ખરેખર યશના અધિકારી બનાવે છે.

''સબધ સૉનજી ખાણ''માં પ્રયોજાયેલા તમામ છંદ માત્રામેળમાં છે. બહુમતી સંખ્યામાં દુહા છે, જ્યારે અન્ય છંદોમાં સોરઠો, કવિત, સંગર, કુંડલીયા, બેત, ચોપાઇ, હરિગીત, છપ્પા, સવૈયા, ઝૂલણા, ગીત વગેરે આવે છે.

દુહો એ બે પંક્તિ નો કાવ્ય પ્રકાર છે. જેમાં ચાર આવર્તન હોય છે. પ્રથમ અને તૃતિય આવર્તનમાં ૧૩ માત્રા જ્યારે દ્વિતિય અને ચતુર્થ આવર્તનમાં ૧૧ માત્રા મુકાય છે, આમ કુલ ૨૪ માત્રાનું એક ચરણ બને છે. અને એવા બે ચરણની ૪૮ માત્રા થાય છે. પ્રથમ અને તૃતિય આવર્તનની ૧૧મી માત્રા લઘુ હોવી જોઇએ. દુહો પ્રાસયુક્ત રચના છે. તેના બીજા અને ચોથા આવર્તનમં પ્રાસમેળ થાય છે, અને અંતિમ શબ્દોમાં અનુક્રમે ગુરૂ અને લઘુ અક્ષરો જરૂરી ગણાય છે.

કવિ શ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન' રચિત દુહાઓમાં છંદ પ્રત્યેની કાળજી ખાસ ધ્યાન ખેંચે





એવી રહી છે. દુહા રચવા પાછળનો ઉદ્દેશ્ય અહીં શબ્દોના પર્યાય આપવા સુધી સીમિત હોવા છતાં અભ્યાસુ વાચક વર્ગને એમાં વિષયની વૈવિધ્યતા પણ દેખાયા વિના નહીં રહે. માત્ર શબ્દના પર્યાયવાચી શબ્દ જ નહીં પણ જ્ઞાન સાથે મનોરંજન મળી રહે એવો સુર ઘણા દુહામાં રહેલો છે. તો આપણે એમાંના કેટલાક દુહાઓનો આસ્વાદ માણીએ:

અખ : **અખ,નેંણ, નેત્ર નયન, લકડે ગંઢ અનૂમાન,**
**અખ વે છેંડે સેલડ઼ી, જિત વે બિજજો સ્થાન.**

અખો : **અખો ડાણૂં અનાજજો, અખો ધાઇં જો ડાન,**
**અખો ,વાયક નોંતરો, ધરમ વિધી વિધાન.**

ભાર : **ભાર, ભાવરતીં ભાંઢરૂ, વજન બોજ ૫ ભાર,**
**ભાર, જભાભધારી, ચિંધા, ફિકર, સેંસો સાર.**

કલી : **કલી, કચડ઼ી કુંપર કુલેંજી, કલી કલજુગ સાર,**
**કલી ચેં કલી ચુન કે, ને કન પાસે જા વાર.**

મિઠી : **મિઠી ચોંધે અરથ મેં, પપ્પી, બુક્કી પિરકાર,**
**મિઠી, મિઠો સે પ્રિય તીં, ગળ્યું, ભાવજો સાર.**

ડસા : **ડસા,હાલત,સ્થિતી, સોંજ કુસોંજ મેં હાલ.**
**ડસા તાં જૈન વાણીઆ, ડસા વીસા ઓસવાલ.**

આ ગ્રંથમાં છંદનો બીજો પ્રકાર સોરઠો છે. સોરઠાને સોરઠી દુહો પણ કહે છે. એટલે એ પણ દુહાનો જ એક પ્રકાર છે.પરંતુ એની માત્રાઓ પહેલા અને ત્રીજા આવર્તનમાં અગીયાર જ્યારે બીજા અને ચોથા આવર્તનમાં તેર હોય છે. પહેલા અને ત્રીજા આવર્તનની અગીયારમી માત્રા લઘુ હોવી જરૂરી છે જ્યારે બીજા અને ચોથા ચરણમાં છેલ્લે ગુરૂ હોવું જરૂરી છે. પ્રાસયુક્ત રચના બને છે અને પ્રાસ પ્રથમ અને તૃતિય આવર્તનમાં મૂકાય છે. પ્રાસના અંતિમના બે અક્ષરો ગુરૂ અને લઘુના ક્રમે રહે છે. કવિશ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન' રચિત સોરઠામાં પણ એમની કાબેલિયત સિદ્ધ થતી દેખાય છે. સોરઠા છંદનો અભ્યાસ કર્યા બાદ જ કવિએ એનો વિનિયોગ કરીને પોતની કવિત્વ શક્તિનો પરિચય કરાવ્યો છે જે

ખરેખર એમની ચિવટ દર્શાવે છે.

આપણે કેટલાક સોરઠા સ્વાદીએ...

અડો : અડો, ધામૂં, ધુકાન,મુફલીસ, ધાર્, જુગારજો,
તીં અડો ગડે સ્થાન, ઉભો અડામકડીમેં

તાડી : તાડી, તાડ્જો જાડ્, તી તાડી બીં હથેં વજે,
ત-આગ્રીઓ કમાડ્, નેં રસ તાડ્જે જાડ્જો,

થપ્પો : થપ્પો થપ્પી સાર, ગંજ, કોંડ્, ઉતરોંડ્
નેં છાપેજો ઓજાર,થપ્પો છોકરેંજી રાંધ તીં.

થાન : થાન, થાનક, સ્થાન, વરી તાકો કપડે જો,
સ્તન,ધાઇ પ થાન, તીં થાન ગામ ગુજરાતજો.

ઠૂંઠો : ઠૂંઠો, અરથજો સાર, કોંણીતા કપેલો હથ,
તીં ચોચો બીડ્રી ન્યાર,નેં પન ખિરેલો જાડ્ તીં.

આ ઉપરાંત મધ્યમેળ દુહો પણ રચાય છે.આ સંગ્રહમાં મધ્યમેળ દુહો એક પણ નથી પણ કચ્છી સાહિત્યમાં આ પ્રકાર ખેડાયો છે. એવો એક દુહો માણીએ...

કંધી ઉભીયું કેતરીયું સાહડ....સાહડ કન,
સાહડ સંધો તિન, સિર સહાયે ગિડન જે.

કવિ 'સ્વપ્ન' મધ્યમેળ દુહાની ભેટ કચ્છી સાહિત્યને આપે એવી આશા રાખીએ.

ચોપાઇ છંદમાં રચાયેલી કવિતા પણ આ સંગ્રહમાં સંમિલિત કરવામાં આવી છે.ચોપાઇ પ્રાસયુક્ત ચાર ચરણનો માત્રામેળ કાવ્યપ્રકાર છે. દરેક ચરણમાં ૧૫ માત્રા સાથે ચરણના છેવટના બે અક્ષરો અનુક્રમે ગુરૂ અને લઘુ હોય છે. કવિ 'સ્વપ્ન'ની હથરોટીની ચોપાઇ રચનાઓ પણ કુશળ કારીગીરી સમી દેખાય છે. તેમણે આ રચનો ઓ પણ સાંધાળા ઉતાર આપી છે એ એમની કાવ્યત્વ ક્ષમતા બતાવે છે.

કવિ 'સ્વપ્ન' રચિત ચોપાઇઓનું વર્ણન અત્રે આનંદદાયક બનશે





અકઇ : અકઇ, ભધ, આરોપ, આક્ષેપ,ધાગ, લાંછન, કલંક તી ડોસ.
અપકિરતી નાલેશી સાર, નેપે કારીંટિલી લગે ધરાર.

તા : તા, તાપ, તપ, શેક અર્થાય, તા, તાવ જો ભાવ સમજાય
તા મેં આય જભરી તાકાત, લો કેપાણી કરે અર્થાત.

કબૂલ : કબૂલ,મંજુર માન્ય સાર, નેપે સમાન હા સ્વીકાર.
સચજો સાથ ડીજે સરાર, પિંઢજી ભુલજો કજે સ્વીકાર.

અને આ ચોપાઇએ તો રામાયણની યાદ અપાવી.

વચન : વચન, બોલ ને સભન જિભાન, કૉલ, વાયધો ગ઼ાલ સમાન,
સિધ્ધાંત રખજે એડો જાણ, વચન પરે ને વિગેં ન પ્રાણ.

અહીં વચન માટે પ્રાણ જાય એમ નહીં પણ ! વચન પણ રહી જાય અને પ્રાણ પણ ન જાય. 'સ્વપ્ન' એ બહુ ઊંચી વાત કરી છે.
કાવ્ય રચના નં. ૪૮૭ (મતલભ) ૪૯૯ (વેસલો) ને ૫૦૦ (વેલો) એમ આ ત્રણ કૃતિઓ ચોપાઇ પ્રકારમાં દર્શાવાઇ છે પણ હકીકતમાં માત્ર બે જ ચરણ રચાય છે.વળી માત્રાની ગણતરી અને પ્રાસમાં પણ ખામી લાગે છે. તેમ છતા ત્રીજા ખંડની રચના નં. ૧૬૩ (હલકાઇ) માં તો કચ્છીભાષામાં પોતાની બરૂકાઇના દર્શન કરાવીને કવિ 'સ્વપ્ન' જંગ જીતી ગયા છે. એ રચના પણ માણીએ...

હલકાઇ : હલકાઇ,વાયડાઇ તીં ટાયડાઇ, મૂર વેવલાઇને મસૂધાઇ.
સમાન પિલકાઇ ને ગાગલાઇ, સરખી ભાવાર્થજી સરખાઇ.

આ રચનામાં કાઇ, ડાઇ, લાઇ, ધાઇ, ખાઇ,વગેરેથી સધાતા લય માધુર્યયુક્ત શબ્દોમાં ઇકારાન્ત સ્વર આપણા કાનમાં ગુંજન કરીને અનોખો ભાવ જગાવે છે.

માત્રામેળ કુંડલિયામાં રચના કરવી એ થોડી સાધના માંગી લે છે. આ સંગ્રહમાં ત્રણેક રચના કુંડલિયા છંદમાં રચાઇ છે. કુંડલિયા એ છ ચરણ નું પધ છે. એમાં દુહા પ્રમાણે માત્રાઓ લેવામાં આવે છે. બબ્બે ચરણમાં પ્રાસ મુકાય છે. આ પ્રકારમાં ચોથા આવર્તનને પાંચમાં આવર્તન રૂપે પુનરવર્તિત કરવામાં આવે છે. તેમજ પ્રથમ અને દ્વિતીય આવર્તનને

પણ અનુક્રમે ૧૨ અને ૧૧ માં આવર્તન તરીકે પુનરાવર્તિત કરાય છે. આમ કુંડલિયા મૂળભૂત રીતે માત્ર સાડા ચાર આવર્તન જ હોય છે. કવિ 'સ્વપ્ન' રચિત કુંડલિયાની કમનિય કલાનો પરિચય કરીએ...

ૐ : ૐ અરથ ઇશ્વર, ધણી, પરમેશ્વર ભગવાન,
સે માલિક પ્રભુ હરી, સત્ત્વ તત્ત્વ જો ગાન.
સત્ત્વ ત્તત્ત્વ જો ગાન,નીરંજન નીરાકારી,
સમરંધે સેંજેં છુટેં, ભવજા બંધન ભારી.
અણૂં અણૂં મેં અંસતીં, વિરાટમેં પણ વ્યોમ,
'સ્વપ્ન' મંત્રજે મૂરમેં, મૂર અખર સે ઓમ.

કવિ 'સ્વપ્ન' રચિત ત્રણે કુંડલિયામાં ૧૧ અને ૧૨ આવર્તનમાં પરિવર્તિત-પુનરાવર્તિત થવા જોઇતા આવર્તનનો અભાવ છે. તેથી તે કુંડલીયા છંદને અનુરૂપ નથી.તે છતાં કાવ્યના ભાવને કોઇ અસર થતી નથી માટે તે ક્ષમ્ય છે. મેરાઉના ભક્ત કવિ ચંદુભા જાડેજાએ ''પ્રલાપ પચ્ચીસી'' ની રચના કરી છે જેમાં સળંગ ૨૫ કુંડલિયાની હારમાળા રચિ છે, આ કુંડલિયાનો અભ્યાસ કરવાથી છંદ પરનું પ્રભુત્વ આવી શકે એમ માનવું કે તે તરફ અંગુલીનિર્દેશ કરવો યોગ્ય ઠરશે.

(દલપતપિંગળમાં કુંડલીયાના બંધારણને બતાવતા લખ્યું છે, જે કુંડલીયા છંદમાં જ છે.)

''કુંડળીઓ કરતા કરો, આદી દોહરો એક,
વળતી ચોથા ચરણને ઉલટાવો ધરી ટેક.
ઉલટાવો ધરી ટેક, કાવ્યના ચાર ચરણ સમ,
ચરણ રચો શુભ ચાર-છ, પદ થાશે સઘડા ત્યમ.
પ્રથમ ચરણનો પ્રથમ શબ્દ છેવટ ભળીઓ,
છે તે રૂડો છંદ કહે કવિજન કુંડળીઓ.''

છપ્પો કે છપ્પય છંદમાં રચાયેલી આ સંગ્રહની એક માત્ર રચના હોવા છતાં તેના વિષય, કલ્પન અને છંદોલયને કારણે આસ્વાદ બની છે. છપ્પો એટલે છ પદ કે ચરણનું કાવ્ય, જેમાં પ્રથમ ચાર ચરણ રોળાછંદના અને પછીના બે ચરણ દોહરાના પૂર્વાધને





બેવડાવીને આરંભે બે માત્રા ઉમેરીને એટલે કે ૨૮ માત્રાનું એક ચરણ બને છે. કવિ 'સ્વપ્ન' એ છપ્પામાં કેવાંક છાનગપતિયાં કર્યાં છે એ માણીએ, જાણીએ અને નાણીએ...

પનૂં : પનૂં ત કાગ઼ર અરથ, પતો રાંધજો સાર આય,
પનૂં પેપર-સ્ટેમ્પ, અણી ઑજાર ધારા અય.
પનૂં પૉટ, મુગતાઇ,કધ, તીં ભાગ્ય નિસીભ ભાવી ચેં,
પનૂં ચાકી નટ કે, ગોલ ફિરાયજી ચાવી ચેં.
ત-પનૂં નીલે રઙજો રતન, પન્ના નાલે જો તડેં.
પનૂં, પનારો સેંધ સબંધ,પ્રેમ,પ્રીત, નાતો તડેં.

કવિ શ્રી રાઘવ કૃત ''સંતાસંત દર્પણ''માં છપ્પા કે છપ્પય છંદમાં રચાયેલી રચનાઓ જોવા મળે છે. કચ્છના અન્ય કોઇ કવિએ ગુજરાતી સાહિત્યમાં છપ્પા માટે પ્રખ્યાત શામળના છપ્પા જેવી રચનાઓ કરી હોય એવું ધ્યાનમાં નથી. એ રીતેં પણ કવિ શ્રી 'સ્વપ્ન' એ રચેલ છપ્પા પધ ખરેખર પ્રશંસનીય કાર્ય બને છે. અન્ય કવિઓને પણ છંદનું મહત્વ સમજી છપ્પા છંદનો પ્રયોગ કરી, કચ્છી કવિતાને સમૃદ્ધ કરવાની આવશયક્તા રહેલી છે. આ માટે કચ્છી કવિતામાં અવકાશ પણ રહેલો છે.

હવે આપણે હરિગીત છંદમાં રચાયેલી એક કૃતિનું વિલોકન કરીયેં.
હરિગીતમાં ૨૮ માત્રા હોય છે, અને ચરણ અંતે ગુરૂ અક્ષર મુકાય છે. આ સંગ્રહમાં હરિગીત છંદની 'સંચો' શીર્ષક હેઠળ એક રચના છે. કાવ્યમાં રસ નિષ્પતિ એ વિષય પર આ સંગ્રહની રચનાઓ વિશે અલગથી ચર્ચા કરવી યથાર્થ નહીં બને માટે 'સંચો' રચનામાં રહેલા હાસ્યરસનો લ્હાવો લૂંટીએ..

સંચો : સંચો ત મંધીયાણી અરથ સંચો 'રવૈયો' છાયજો,
સંચો મિસીન સિલાઇ જો સંચો ત સેવૂં ભનાયજો.
સંચો ત સીસાપેંનજી સાધન અણીજો સારજેં,
સંચો વરી રસ સેલડ઼ી પીલે કઠે સે ધારજેં.
ડાઢી કરે જો સંચ આય સંચો અરથ પિરમાણમેં,
સંચો ત વતરેજો વરી આય મિણીજી જાણમેં.
સંચો કપા સોરે કરે નોંખા કપાસીયા કરે,
સંચો સૂડ઼ેતો સાંઠીયૂં તીં કો યંત્ર ના સંચો ધરે.
સ્ટવ પ્રાઇમસ કે તડેં સંચો ઘણેં ચેંતા વરી,
સંચો હજામજો ઇસ્ત્રો, ઇ અરથ ઉપજે આખરી.

કવિ 'સ્વપ્ન' એ પોતાના પ્રથમ કાવ્ય સંગ્રહ 'વાછંઢ' ના મુખપૃષ્ટ પર એક દુહો મૂક્યો છે.

**નિપજે તો નોંએં રસેં, કવિતાજો આનંધ.**
**૫-ડસમૂં રસ રસજ ન વે, ત કેંડ઼ા મીં વાછંઢ. ?**

એટલે કવિ કવિતામાં રહેલા રસથી પૂરા જ્ઞાત છે. એ વાતની પ્રતીતિ થાય છે. વળી કવિને હાસ્ય અને શાંત રસ વધુ પ્રિય હોવાનું પણ એમણે નોંધ્યું છે. તો ''સબધ સૉનજી ખાણ''માં પણ રસ અને શબ્દ ના ભાવ અંગે બે દુહા મૂક્યા છે. તે દુહા માણીએ...

રસ : **અદ્‌ભૂત, કરૂણ,બિભસ્ત તીં, વીર , શાંત,શૃંગાર,**
**ભયાનક, હાસ્ય, રૌદ્ર નોં, કાવ રસ અલંકાર.**

શબ્દભાવ : **નાદ, નિનાદ, નિસ્વન તીં, રૂત રવ ને રાવ,**
**સુષિર,સ્વર, ધ્વનિ નોં સબધ વ્યક્તજા ભાવ.**

સવૈયો કે સવૈયા એકત્રીસા છંદની એક રચનામાં કવિ 'સ્વપ્ન' એ મારો (માળો) ના પર્યાય આપીને કલ્પનના ઉડ્ડયન અને ઊંચાઈનો પરિચય કરાવ્યો છે. એકત્રીસ માત્રાનું એક ચરણ અને છેલ્લે ગુરૂ અને લઘુવાળા એ છંદને આનંદીએ...

મારો : **મારો, મજલો, માડ અરથ તીં, વે મકાન જો માડ તેં માડ,**
**મારો, મેડો મારીઓ ઘરજો, માંચ, માંચડો ખેતર સાર.**
**મારો, વઠોવઠ માર પ્રહારતીં, મારો પંખી રેણાંગ સ્થાન.**
**મારો મિટ્ટિજો ઘર ભીંગારેજો, મારો કસાઇ જલ્લાધ જાણ.**

આ રચનામાં અસલ કચ્છી ''ભીંગારો'' શબ્દનો પ્રયોગ કરીને કવિએ કમાલ કરી છે. ભીં..ભીં અવાજ કરનાર ભમરાને કચ્છીઓ ભીંગારો કહે છે.શબ્દની વ્યુત્પતિ ખાસ ધ્યાન ખેંચે એવી છે.છતાં કચ્છીભાષાને લિપિ નથી એવો સૂર વિદ્વાનો વ્યક્ત કરે અને ભાષાને બદલે બોલીમાં ખપાવે ત્યારે દુઃખ થાય છે. હવે તો કચ્છીભાષાના લેખિતરૂપ માટે ગુજરાતી લિપિ માન્ય બની જ ગઇ છે એટલે કચ્છીભાષાને લિપિ નથી એમ કેમ કહેવાય ?.''સબધ સૉનજી ખાણ'' પણ ગુજરાતી લિપિમાં છપાયેલ એક સમૃદ્ધ, સુગ્રાહ્ય, અને સુવિદિત ગ્રંથ છે. ભાષા બાબતે વિદ્વાન સાહિત્યકાર વિધાવાચસ્પતિ શ્રી કે.કા. શાસ્ત્રીએ





અમારી રૂબરૂ મુલાકાતમાં જણાવ્યું હતું કે જે ભાષામાં પર્યાયવાચી શબ્દો આવતા હોય તે બોલી નથી પણ સંપૂર્ણ ભાષા છે. આ સિદ્ધાંત કે અભિપ્રાયને સાંગોપાંગ સમર્થન મળી રહે અથવા એમ કહીએ કે શ્રી કે. કા. શાસ્ત્રીએ કચ્છીભાષા માટે જે અપેક્ષા રાખી હોય તે ''સબધ સૉનજી ખાણ''થી પરિપૂણ થઇ છે. કવિ 'સ્વપ્ન' નું આ કાર્ય પણ વિદ્વાન શ્રી કે,કા. શાસ્ત્રીના અભિપ્રાય મુજબ કચ્છીભાષાને ભાષા તરીકે જ સ્વીકારવાનું સામર્થ્ય ધરાવનારું બની રહે છે.
બીજો એક અભિપ્રાય પણ અત્રે નોંધવાનું ઉચિત બની રહેશે સિંધી ભાષાના વિદ્વાન કવિ શ્રી 'હિંદરાજ દુઃખાયલ'ના મતે સિંધીભાષાનો ઉદ્‌ભવ કચ્છીભાષામાંથી થયો છે. આજે સિંધી ભાષાને માન્ય ભાષા તરીકે સ્વીકારવામાં આવે છે તેનો જો એક માત્ર આધાર લિપિ હોયતો પ્રશ્ન એ થાય છે કે, શું ? દીકરી કદી માતા વગર સંભવે ખરી ? તો ''કુંજલજી કુણકાર'' ના તંત્રી અને મૂર્ધન્ય કવિ શ્રી માધવ જોશી 'અશક' એ પ્રગટ કરેલ પુસ્તિકા ''કચ્છીભાષા ન્યાય માંગે છે.'' માં પણ આ સંદર્ભે વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે. તેમ છતાં કચ્છી અને સિંધી ભાષા બન્ને જોડીયા બહેનો છે એવો મત વર્તમાનમાં સુસ્પષ્ટ પણે પ્રવર્તે છે, એટલે પહેલાં કોણ એ બાબત ગૌણ બની જાય છે.

આ સંગ્રહની રચનાઓમાં ઝૂલણા છંદ પણ કવિએ સુપેરે પ્રયોજ્યો છે, ૩૭ માત્રાના છંદમાં લયને અનુરૂપ શબ્દોની પસંદગી અને ક્રમિકતા કવિ કુશળતાને છતી કરે છે. રચનામાં રમમાણ થઇએ...

ગુરૂ : **ડે ગુરૂ જ્ઞાનને બોધ ઉપદેસ ડે, ધરમને કરમજો મરમ ગાયે,**
**તીં ગુરૂ ગોરને ગુર પૂરોહિત તીં, શિક્ષક જે અઆ અરથ આયે.**
**સાધૂ તીં સંતને અતીત ભેખ તીં, અખર દીર્ઘ ગુરૂ ન્યાર આયે,**
**વારજો નાં ગુરૂ, ગ્રહ બ્રહસ્પતિ, અરથ સમરથ ગુરૂ સાર આયે.**

આ કાવ્યની પ્રથમ પંકતિ' ડે' થી શરૂ થઇ 'ડે' થી વિરામ પામે છે, અને ઉપડેસ શબ્દમાં આવતો 'ડે' રવ માધુર્યમાં કેવો વણાઇ ગયો છે. તો ધરમ, કરમ, મરમ અરથ, સમરથ,અને અખરમાં લય કેવો હૃદય સ્પર્શી ભાવ જગાવે છે.

કચ્છી લોકસાહિત્યમાં વાર્તાની જે કહેણી છે તેને વધુ રસમય બનાવવા વચ્ચે વચ્ચે વાર્તાકાર બેત રજુ કરીને વિષયને ચમત્કારીક બનાવે છે. શ્રોતાઓમાં ઉત્સુક્તા જન્મે એવું પ્રયોજન એની પાછડ રહેલું છે. આ બેતની રચના માત્રામેળ અને દોહરાના છંદ પ્રમાણે પણ ત્રણ ત્રણ પંક્તિમાં થાય છે. સિંધ અને કચ્છના પ્રખ્યાત સુફી સંત ''શાહ અબ્દુલ લતીફ ભિટાઇ''ના રસાલા નામે ગ્રંથમાં બેતનો ઉપયોગ થયેલો છે. કવિ 'સ્વપ્ન' એ સ્વતંત્ર વિષય તરીકે બેત (ભેથ) ની રચનાઓ કરી કચ્છી કવિતાને સમૃદ્ધિ બક્ષી છે. કવિ 'સ્વપ્ન'

રચિત એક ભેથ સાથે ભેટો કરીએ...

ખાણ : ખાણ ચોપેંજો વ્યાર નાં, ખાણ અરથ ભંઢાર,
ખાણ પિરૂલીએં જભાભજી, ઓડ઼ખજો આધાર.
ખાણ ખાઇ ન્યાર, ખનીજ નિકરેસે ઠેકાણૂં.

અને કવિ 'સ્વપ્ન' રચિત ''સબધ સૉનજી ખાણ'' મ્યાનૂં પકિ કચ્છીભાષા કે સમરથ ભનાયજી તાકાત મિલી સગંધી, આ શબ્દો કેવા સ્વભાવીક લખાઇ ગયા છે, અને હું કવિ 'સ્વપ્ન' ના કવિતા રસમાં એટલો લીન બની ગયો કે ભાષા પરિવર્તન થઇ ગયું એનો ખ્યાલ સુધ્ધાં રહ્યો નહીં. પણ એ ભાવમાં ખેચવાની મજા પડી.

બેતની આવી રચનામાં પ્રાસાનુપ્રાસ યુક્ત ચાર ચરણ લખી પાંચમાં ચરનમાં ૧૧ માત્રાની અર્ધ પંક્તિ પૂવાર્ધમાં અને ૧૩ માત્રાની પંક્તિ ઉતરાર્ધમાં મૂકીને એવી અનેક કડીઓને જોડીને સંગરની રચના થાય છે.

સંગરમાં કથા વસ્તુ, પ્રસંગ કે વર્ણન સાથે સંવાદ પણ મૂકીને લાંબી રચના બને છે. સંગર એટલે સાંકળ જેમાં કળીઓ એક બીજા સાથે સંલગ્ન હોય. કચ્છી સાહિત્યમાં સંગરનો કાવ્ય પ્રકાર બહુ જાણીતો અને માનીતો છે. કચ્છી રાગીઓ જ્યારે પોતાના હલકભર્યા કંઠથી રજૂ કરે છે ત્યારે સાંભળનાર શ્રોતાવર્ગ મુગ્ધ બની જાય છે. કવિ ''શ્રી દુલેરાય કારાણી''એ કચ્છી સંગર ક્ષેત્રે ઉમદા કાર્ય કર્યું છે.તો ''શાયર મકબુલ કચ્છી''એ ''સૉનજી સંગરો'' નામે કાવ્ય સંગ્રહ પ્રગટ કરેલો છે.

કવિ 'સ્વપ્ન' પણ સંગરની રચનામાં માહેર છે. ''વાછંઢ'' નામે એમના કાવ્ય સંગ્રહમાં એમણે પ્રકાશીત કરેલી સંગર માણવા જેવી છે.''સબધ સૉનજી ખાણ''માંથી એમની એક સંગરનું સાનિધ્ય મેળવીએ...

સંગર : સંગર લોજી કડી કડી કે, સંધે ભનાયલ હાર,
સંગર કડી બાયણે કે, ભંધ કેજો આધાર.
સંગર ટૂલી, ગેંગ તીં, જુથ સલટ જો સાર
સંગર ડોરો ચેન ચેં, સંગર સૉનજો હાર.
ત-સંગર માપ મધાર,
સૉ ફૂટ જિમીને જો.
સો ફૂટ જિમીનેજો સંગર માપણી ધાર,
સંગર પાછડ પુઠેં તેં, તિંડે હડેંજી હાર





સંગર ડોરો ગૂંથણી, સંગર સંગ્રહ જો સાર,
સંગર સિલાઇ કમમેં, ટેભો ગૂંથણી ન્યાર,
ત-કચ્છી કાવ પ્રકાર,
જેંમેં સંગરજી સંગર લિખઇ.

આમ એક કડીમાં બીજી કડી જોડતા તેમ સંગર લાંબી બનતી જાય પણ ! અહીં શબ્દના પર્યાય આપવાના હોવાથી વિષયમાં બહુ અવકાશ રહેલો નથી, એટલે કવિએ માત્ર બે જ અંકોડાથી સંતોષ લીધો છે. એ કવિના કવિત્વની મર્યાદા નથી પણ વિષયની મર્યાદા છે. આમ છતાં આ રચનાની વિશિષ્ટતા એ રહેલી છે કે સંગર શબ્દના પર્યાયવાચી શબ્દો આપવા માટે એમણે કચ્છી સંગરના બંધારણને પ્રાધાન્ય આપીને સંગરને ન્યાય આપ્યો છે. કચ્છના કવિઓ એ પોતાની માતૃભૂમિને કાવ્યમાં પ્રાધાન્ય આપવાનું વલણ પરંપરાગત રાખ્યું જ છે. એટલે જ તો વિદ્વાન સાહિત્યકાર ડૉ. 'ધીરેન્દ્ર મહેતા' ''ઘટડો મિંજ તો ગરે'' માં કચ્છના કવિઓના અધિકૃત સંપાદનો થવા જોઇએ એવી અપેક્ષા સાથે અધ્યયનક્ષમ મુદ્દા તરીકે ''કચ્છી કવિતામાં વતન પ્રીતનું ગાન'' એ વિષય તરફ લક્ષ દોર્યું છે.

કવિ 'સ્વપ્ન' પણ આ ગ્રંથની કૃતિ દ્વારા કચ્છની ભૌગોલિક પરિસ્થિતિથી સુપેરે પરિચિત હોવાની પ્રતીતિ કરાવે છે. શબ્દના પ્રર્યાયરૂપે કચ્છના ગામનું નામ આપીને એ ગામની સાચી ઓળખાણ પર કરાવી છે. એટલે ગામનું નામકરણ કેમ થયું હશે તેના સંદર્ભ પણ અહીં સાંપડે છે. કવિનું જન્મ સ્થાન તો માંડવી તાલુકાના હાલાપર ગામે પણ વ્યવસાયાર્થે તેઓ નખત્રાણા તાલુકાના નાની અરલ ગામે વસવાટ કર્યો. અરલ ગામને કવિએ એક દુહામાં કેવી ખુબીથી વણી લીધેલ છે. તે જોઇએ....

અરલ : અરલ, અજગર, એરૂ અરથ, જડ઼ા જૉરાતી જામ,
અરલ નખત્રાણે તાલુકે સુઠો 'સ્વપ્ન' જો ગામ.

આ ગ્રંથના કાવ્યોમાં કચ્છના કેટલાક ગામોનો ઉલ્લેખ ખુબ સહજતાથી થયેલો છે. આવા ગામો વિશેની થોડીક રચનાઓનો રસાસ્વાદ લઇએ...

મથલ : મથલ છેડો સામલો, પરલો સંકેત નામ.
મથલ નખત્રાણે તાલુકે, પટેલ વસંધી ગામ.

જંગી : જંગી જૉરાતો વડો, જિજો જ જભરો જામ,
જંગી અંજાર તાલુકે, આહીર વસંધી ગામ.

ઘડ઼ાણી : ઘડ઼ાણી ગૈધર કસભીજી, ઘડ઼ાઇ મજુરી કામ,
ઘડ઼ાણી લખપત તાલુકે, પટેલ વસંધી ગામ.

ટૉડ઼ો : ટૉડ઼ો જાડી લઠ લમી, રોઢો ધુકો તમામ,
ટૉડ઼ો મુન્દ્રા તાલુકે જૈન વસંધી ગામ.

નરીઓ : (સોરઠો) નરીઓ કવલો નામ, ડેસી વિલાયતી જાણણૂં,
નરીઓ, નલીયા ગામ, કચ્છ અભડાસે તાલુકે.

આ ઉપરાંત અન્ય ગામો દેવીસર, ભીમસર, આંણદસર, ભાણાસર, મેડીસર, વિજપાસર, વડસર, વાડાસર, ચીયાસર, ભારાસર, સુમરાસર, ગોણીયાસર, પાંકડસર, ચકાસ, ઉમરસર, ગજણસર, ધ્રબકસર, રાવરોસર, રોડાસર, આડેસર, બાલાસર, ટાંકણસર, નારાણસર, હમીરસર, (જળાશય) કચ્છજિલ્લો અને રાજધાની દિલ્હી (દુલેરાય કારાણીની રચના ''ઘિલ્હી જુરઇ'' યાદ આવી જાય છે.) નો નિર્દેશ થયો છે.

આ ગામની નામાવલીમાં કચ્છના જુદાજુદા તાલુકાઓમાં વસવાટ કરતી જ્ઞાતીની વિગત પણ ધ્યાન ખેંચે છે.જેમ કે, નખત્રાણા અને લખપત તાલુકાની કડવા પાટીદાર(પટેલ) ની વસતિ, ભુજ અને અંજાર તાલુકાની આહિર વસતિ તો મુન્દ્રા અને માંડવી તાલુકાની જૈન વસતી વિશેની નોંધ કવિની સામાજિક દૃષ્ટિની દ્યોતક બની છે.

કવિ 'સ્વપ્ન' માત્ર કાવ્ય રચના કરે છે એવું નથી તેઓ કાવ્યના બંધારણમાં રુચી રાખી, સભાનતાથી કવિતાને છંદમાં ઢાળવાનો -લખવાનો આગ્રહ રાખે છે. તેમના પ્રથમ કાવ્ય સંગ્રહ ''વાછંઢ'' ની તમામ કૃતિઓ છંદોબદ્ધ છે કારણ કે, તેઓ માને છે કે, **''મૂંકે છંદોબદ્ધ કવિતાઉં લિખેજો છોક ખરો, ખરેખર કચ્છી ભાષાકે છંદોબદ્ધ રચનાએંજી ખાસ જરૂર આય...કવિકે ૫ કવિતાજા નીતિ નિયમ પારણા ખપેં એડ઼ો મૂંજો મંઞણૂં આય.''** કવિ માને છે એટલું જ નહી પરંતુ તેનો ચુસ્તપણે અમલ કરવામાં પણ તેઓ સમર્થ છે.એતો એમની તમામ રચનાઓમાં સ્પષ્ટ દેખાય છે. નહીં તો કાવ્યશાસ્ત્રના નીતિનિયમ બાબતે ''સબધ સૉનજી ખાણ''માં સોળ જેટલી છંદોબદ્ધ કૃતિઓ આપવાનું શક્ય બને ખરૂં. ?
કવિને પિંગળનું જ્ઞાન છે તેને જ વિષય તરીકે લઇને રચાયેલી થોડીક રચનાઓમાં રમણ કરીએ :

છંધ : છંધ કવિતાજો માપ ચેં, અક્ષર માત્રા ગણીત,
છંધ ચારણી સાહિત્યજા, ડૂઆ, સોરઠા, કવિત.





ચોપાઇ : ચોપાઇ કાવ્ય સ્વરૂપમેં, પનરો માત્રા છંધ,
ચોપાઇ રસો હિત ત્રાણેસેં, છેંડે તણાજે ગંઢ.

રે (ધ્રુવપધ) રે તાં કવિતા ભજન તીં, ગીત કડીમેં ખાસ,
રે તેંમેં નિરથક તીં, લય-લા 'રે' વપરાસ.

ત (ગણ) ત કવિતામેં 'તગણ' અરથ, 'તારાજ' સેં ઓરખાય,
તારાજજો 'મારાજ' થીએ, ગુરૂ, ગુરૂ, લઘુ આય.

એવીજ રીતેં બીજી કેટલીક કૃતિઓમાં ભગણ, જગણ, રગણ, પધ, કચ્છી સંગર, લઘુ-ગુરૂ અક્ષર, ધ્રુપધ, તખ્ખલુસ, કવિતાના નવ રસ, અને ગુજરાતી કવિ અખ નો ઉલ્લેખ સુપેરે થયો છે.

ભાષામાં લાઘવ હોય એ એનું એક વિશિષ્ટ લક્ષણ છે. આપણે આપણા વિચારોની અભિવ્યક્તિ માટે મૌખિક કે લેખિત સ્વરૂપે ભાષાના માધ્યમનો ઉપયોગ કરીયે છીએ. પરંતુ ભાષા શું છે ? એ વિષયમાં આપણું જ્ઞાન કેટલું ? કચ્છીભાષામાં લાઘવ ક્યાં છે ? આ વિશે વિચાર કરીએ તો કચ્છી ભાષામાં એકાક્ષરી શબ્દો તરફ આપણું ધ્યાન જાય. કચ્છી ભાષામાં એકાક્ષરી શબ્દો ઘણા છે. પરંતુ આજ દિવસ સુધી આપણે તો ભો, ચો, ગૉ, સો, ડૉ, ને ભો...ભોમાં જ રાચતા રહ્યા છીએ. (અલબત્ત સહજ રીતે બોલચાલમાં એકાક્ષરી શબ્દોનો પ્રયોગ આપણે કરીએ છીએ ખરા પણ એમાં સભાનતા કેટલી ?) પરંતુ કવિ 'સ્વપ્ન' એ આવા ૧૮૩ જેટલા અર્થયુક્ત શબ્દોની હારમાળા રજૂ કરીને કચ્છીભાષાના એકાક્ષરી શબ્દોનું મહાત્મ્ય સમજાવ્યું છે.

એકાક્ષરી શબ્દોના દોહરાના દુખણા લઇએ :

પો : પો તાં પોય પછી અરથ. વરી પો છેંણ અર્થાય,
પો તાં મેંણે પોષ કે, કચ્છી મેં ચૉવાય.

ઢ : ઢ તાં અજ્ઞાની અરથમેં, અબોજ જટ ગમાર,
ઢ ત ભોરો અભણ તીં, તીં મૂરખજો સિરધાર.

ધ્રા : ધ્રા, ધ્રોંકી ને ધ્રાસ્કો, ગભરામણજી ભાન,
ધ્રા રખણું ને ધ્રિરજણું, હિકડ઼ેનું ભગવાન.

એક એવી યુક્તિ છે કે, કવિતા અને વનિતા અલંકારોથીએ શોભે છે, યોગ્ય વસ્ત્રાભૂષણો ધારણ કરેલી વ્યક્તિનો જેમ પ્રભાવ પડે છે તેમ યોગ્ય-ઉચિત અને ભાવવાહી અલંકાર યુક્તકાવ્ય ભાવકને રસવિભોર બનાવવામાં સક્ષમ હોય છે. કહેવાય છે કે, દાનેશ્વરી કર્ણનોજન્મ થયો ત્યારે એણે કુંડલ પહેરેલા જ હતા તેમ અલંકાર પણ કવિતાની સાથે જન્મે તો એ અલંકાર જ સાર્થક બને છે.

''સબધ સૉનજી ખાણ''માં જે કાવ્ય રચનાઓ મુકાઇ છે, એ રચનાઓ કચ્છી શબ્દોના અર્થોને વધુ સ્પષ્ટ કરવા પર્યાયરૂપ શબ્દપ્રયોગ કરવાના ઉદેશ્યથી રચાઇ છે, દરેક રચના પ્રાસયુક્ત છે, એટલે અલંકારની દૃષ્ટિએ એમાં અંત્યાનુપ્રાસ તો છે જ સાથે સાથે વર્ણાનુપ્રાસ અને શબ્દાનુપ્રાસ જેવા અલંકાર પ્રયોજ્યા છે, પરંતુ કલ્પનાની મર્યાદાના કારણે અર્થાલંકાર શક્ય નથી બન્યા એ સ્વાભાવિક છે.

આપણે અંત્યાનું પ્રાસવાળા થોડાક દુહા પર દૃષ્ટિપાત કરીએ :

ડાણા : **ડાણા ધાંઇ અનાજમેં, અન્ન અનેક પિરકાર,**
**ડાણા સોગ્ઠી, સોગઠા, રાંધજા પાસા સાર.**

કુંજી : **કુંજી-કુંજીયૂં ચાવી અરથ, ત મુડણ ખટમલ સાર,**
**કુંજી-કુંજીયૂં મજીરા વરી, ત કુંજલ પખી ન્યાર.**

કંજુસ : **કંજુસ, લોભી, ચમ અરથ, ચૂધડ઼ો, મખીચૂસ.**
**નેપે ટુંકી વિરતી જો, પીચૂ, સૂમ, ખડૂસ.**

હવે વર્ણસગાઇ કે વર્ણાનુપ્રાસવાળી રચનાનું રસપાન કરીએ :

તરીઓ : **(સોરઠો) તરીઓ, છે, તરવાણ, તાગ, તર ઉનાણજો,**
**તરીઓ ચિભડ઼ પિરમાણ, પકલ નય જે તર જો.**

કલી : **કલી કચડ઼ી કૂંપર કુલેંજી, કલી કલજુગ સાર,**
**કલી ચેં કલીચુનકે, કન પાસે જા વાર.**

તિર : **તિર સંદર્ભ ત્રે અંક જો, ભાસામેં ધરાર,**
**તિરકોસી, તિરવાઇઓ, તિરભાગો, તિરધાર.**





સાથે સાથે શબ્દાનુપ્રાસનો થોડોક સ્વાદ ચાખીએ :

તાર : **અરજ વિનંતી પ્રાર્થના, તારમેં ભાવ વિચાર,**
**તાર, ઉકાર, ઉધ્ધાર કર, ભગવત કર ભવપાર.**

લા : **લા વાક્ય પ્રયોગમેં માટે જે અર્થાય,**
**તૉલા, મૂંલા કેંલા વરી, હુનલા મેં સમજાય.**

વિણા : **વિણા હાની વિણાંસ તીં. અવકિરીયા અર્થાય,**
**નુકસાન, જીયાન જે ભાવમેં, સમાન અરથ સમજાય.**

રાઇ : **રાઇ મસાલો વિગારતીં, જિરા અલ્પ પિરમાણ,**
**રાઇ સામરાઇ-વિસરાઇમેં, તરા-તારાઇ જાણ.**

ભુલણૂં : **(ચોપાઇ) ભુલણૂં વિસરણૂં ઑચરણૂં ગાલ,**
**મતલભ મગજતા ઉતરણૂં ખ્યાલ.**

કચ્છી સાહિત્યમાં હાલે જોડણી બાબતે અરાજકતા પ્રવર્તતી દેખાય છે, સર્જકો પોતાના મનમાં આવે અથવા વ્યવહારમાં પ્રચલિત ઉચ્ચાર મુજબની જોડણી કરે છે. આપણી પાસે શબ્દકોશ છે, પણ માન્ય જોડણી માટે કોઇ આધારભૂત જોડણીકોશ નથી. ભૂતકાળ કરતા આજે સર્જન વેગીલો બન્યો છે, પરિઘ વિસ્તરતો જાય છે. છેલ્લા ત્રણ દાયકા દરમ્યાન જે સર્જન થયું તે મોટા ભાગે મુદ્રિત થઇ પુસ્તકાકારે લોકાર્પણ પણ થયું. આજે મુદ્રણકળા સુઘડ સુચારૂ અને સુલભ પણ બની છે, અને હજી એમાં સુવિધા પ્રાપ્ત થઇ શકશે, એવા સંકેતો અને સંજોગો છે, ત્યારે શું ? કચ્છી સર્જક એક જૂની ઘરેડમાં માન્ય જોડણી વગરનું છપાઇકામ કરાવ્યા કરશે ? આજના કચ્છી સર્જકો એ માન્ય જોડણી બાબતે કોઇ નિર્ણય લેવો જોઇએ એ સમયની માંગ છે. આ કાર્ય જો પાર પડશે તો આવતીકાલની પેઢી માટે તે ઉપકારક સાબીત થશે.

આ ગ્રંથમાં કવિ 'સ્વપ્ન' એ જોડણી અંગે પોતાના વિચારો રજુ કરતા નોંધ્યું છે : કચ્છી ભાસામેં સુધ્ધ ઉચ્ચારણલા લિપિ સંકેતજી કીં પ ચોખ - ફોડ઼ ન હૂંધે આંઉં ''સબધ સૉનજી ખાણ''મેં વડીલ શ્રી માધવ જોષી 'અશ્ક' તંત્રી શ્રી 'કુંજલજી કુણકાર' જે થોડેં અંકેં મેં ડિનલ લિપિ સંકેતકે અનૂસર્યો અઇયાં. કવિ 'સ્વપ્ન' નો આ અભિગમ યથાર્થ છે, કારણ

કે લિપિ સંકેતો દ્વારા કચ્છી શબ્દોની માન્ય જોડણી તરફ અને ભાષાને સરળ-વાચનક્ષમ બનાવવાનો આજ એક સાચો સુગમ અને સુયોગ્ય માર્ગ છે.

કવિ 'સ્વપ્ન' એ કેટલાક ગુજરાતી તત્સમ શબ્દોને કચ્છીભાષામાં તદ્ભવરૂપ આપી કેવી જોડણી કરવી એ પ્રત્યે ધ્યાન દોર્યું છે. એ શબ્દોની નોંધ પણ માન્ય જોડણીના કાર્યમાં ઉપયોગી બની રહેશે.

પિરમાણે (પ્રમાણે), પિડારથ (પ્રદાર્થ), પિરકાશ (પ્રકાશ), પિરવાહ (પ્રવાહ), વિરતી (વૃત્તિ), પિરકાર (પ્રકાર), કિરીયા (ક્રિયા), પિરસાધ (પ્રસાદ), પિરભાવ (પ્રભાવ), પિરગટ (પ્રગટ), વગેરે..

ઉક્ત નોંધમાં આપેલા શબ્દો તત્સમ છે, જ્યારે કૌંસથી બહાર મુકાયેલા શબ્દોને કચ્છીભાસામાં તદ્ભવ તરીકે કવિએ અપનાવ્યા છે. આ અંગે એમનો અભિપ્રાય એવો છે કે, પિંગળશાસ્ત્રના મત પ્રમાણે કવિતામાં આ પ્રમાણે લાવવામાં કોઇ દોષ નથી. એકંદરે ભાષામાં જોડણી બાબત કવિનો જે અભિગમ અને અભિપ્રાય છે તે ભાષા માટે પુષ્ટિ કરે છે એમ લાગે છે.

આ ઉપરાંત વ્યાકરણ સબંધી થોડી વિગતોની ચર્ચા-વિચચરણા કરીએ તો''સબધ સૉનજી ખાણ''માં નારી જાતિના નામના બહુવચનરૂપો માટે 'ઉ' પ્રત્યયનો ઉપયોગ થયેલો છે. જેમકે કોંડીઉં, કુંજીઉં, ગોલીઉં, મખીઉં, અને એવા બીજા શબ્દો પરંતુ કવિવર શ્રી દુલેરાય કારાણી પોતાની ભુજીયા શીર્ષકવાળી કચ્છી સંગરમાં નારી જાતિનાં નામના બહુવચન માટે 'યુ' પ્રત્યય પ્રયોજે છે, જેમકે સીંધરીયું, બકરીયું, સોણાઇયું, જોરાતીયું,કટારીયું, કફનીયું, હેડીયું, તો વિદ્વાન વ્યાકરણી શ્રી પ્રતાપરાય ગો. ત્રિવેદી 'યું' પ્રત્યયનો પોતાના ''બૃહદ્ કચ્છી શબ્દ કોશ''માં ઉપયોગ કરે છે, જેમકે, અખિયું, કતીયું, કાઠીયું, ખીલીયું, ગારીયું, ગાભિયું, અને એવા બીજા શબ્દો. સામાન્ય રીતે કચ્છી ભાષામાં ક્રમવાચક વિશેષણમાં 'ઉ' પ્રત્યય વપરાય છે, જેમકે પઞુઉં, (પાંચમો), ચારિયઉં (ચાલીસમો), છનુંઉં, (છન્નુમો), છપનોં (છપનમો), છોં (છઠ્ઠો), અને એવા બીજા શબ્દો. ત્યારે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે કચ્છી ક્રમવાચક વિશેષણ તરીકે માન્ય બનેલ 'ઉ' પ્રત્યયનો ઉપયોગ નારીજાતીના બહુવચન માટે કરેલો ઉપયોગ ઉપકારક બને ? એ પ્રશ્ન ભાષાવિદો્ પર છોડીએ.

આ ગ્રંથના ખંડ બીજામાં એકાક્ષરી શબ્દો આપ્યા છે. આ એકાક્ષરી શબ્દ-વર્ણને બેવડાવીને દ્વિર્ભાવીય શબ્દો બનાવવામાં આવ્યા છે. આ ક્ષેત્રમાં કવિ 'સ્વપ્ન'ની કોઠાસૂઝ, વ્યાકરણ પ્રીતિ અને કઇક નવું સંશોધનાત્મક કરવાની ઉત્કટ્ટતા એ આ દ્વિર્ભાવ માટે ધોતક છે. તો.. કેટલાક દ્વિર્ભાવ પ્રયોગોનું પાન કરીએ.





બેં : **બેં ચોંધે બેઆ અરથ, બેં બકરીજે રાડ઼,**
**બેં, બેંબેં બેઆ દ્વર્ભાવ તીં, ગિધલેજી ઉબરાડ઼.**

ડા : **ડા ડાહ્યા સમજુ અરથ, સચેત શાણા જાણ,**
**ડા દ્વિર્ભાવ ડાડા કંધે, પે જો પે પિરમાણ.**

પોં : **પોં જો દ્વિર્ભાવ પોં પોં કંધે, જ લમાઇયૂં ઉચ્ચાર,**
**પોં પોં બસ ગાડી જો, હૉરન ભૂંગરો સાર.**

ના : **ના નકારાત્મક અરથમેં, ના, મના, મનાઇ,**
**ના, નાના દ્વિર્ભાવજો, નાનાબાપા સગાઇ.**

ઘો : **ઘો જો દ્વિર્ભાવ ઘોઘો કંધે, વધે અરથ વિસ્તાર,**
**ઘોઘો, બાઘો, સુંઉં, ડડ, મૂરખ, જટ, ગમાર.**

આ ગ્રંથના ખંડ ચોથામાં ''ભાસામેં ઉપસર્ગજા ભાવ'' એવા શીર્ષક હેઠળ કેટલાક ઉપસર્ગોનો ઉપયોગ દર્શાવવામાં આવ્યો છે. વાસ્તવમાં આ દશ પૈકી 'અપ' અને 'અવ' બે જ પ્રત્યય ઉપસર્ગ છે. બાકીના વિવિધ રૂપે સાધિત થયેલા થયેલા પૂર્વગ છે. તો છઠ્ઠો શબ્દ 'ખન' એ નામ કે વિશેષણને લગતો તદ્ધિત પ્રત્યય ઉપસર્ગ છે. જે અલ્પતા દર્શાવવા માટે પ્રયોજાય છે. વળી ઉપસર્ગમાં જે પ્રત્યય મૂકાય છે તે શબ્દના પૂર્વાધમાં આવે છે. જ્યારે 'ખન' પ્રત્યય અહીં ઉતરાર્ધમાં છે તેથી તે ઉપસર્ગ નથી. જો કે આ બાબતે કવિ 'સ્વપ્ન' સજાગ-સભાન છે એ તો એમણે મૂકેલા દૃષ્ટાંતરૂપ કાવ્ય પરથી સાબિત થાય છે. પણ અંતે ઉપસર્ગ કે પૂર્વગની શ્રેણીમાં આવતો નથી. ગુજરાતી ભાષામાં એ માટે 'ક' પ્રત્યય લાગે છે. જેમકે થોડુંક, જરાક, ઘડીક,ક્યાંક,કશુંક, ચપટીક, લગરીક, કદીક વગેરે અવયવો.

આવી પૂર્વગોપસર્ગયુક્ત રચનાઓના અમીછાંટણા કરીએ :

કુ : **(ભેંથ)**
**કુ ડરસાયે હીનતા, ને નીચપણૂં અર્થાય,**
**કુકરમ, કુપાતર,કુબુધ્ધી, કુમતી,કુસંપ કુજાત.**
**ઉપસર્ગજી એડ઼ી ઑકાત,કુજોડ઼ા,કુમુરતા ને કમોંતમેં.**

અપ: (ભેથ)
અપ ખરાભજે અરથમેં, ખેંચે ભાષામેં ધ્યાન,
અપ, અપસબધ,અપજસ તીં,અપલખણ, અપમાન,
અરથ અપધ્રાજો સમાનને, અપસકન, અપકીરતી મિડે.

પર : પર ભાસામેં પારકો, બેઓ અરથ લેખાય,
પરધન,પરડેસ, પરનારને,પરમોંથાજી સમજાય,
પરકાજુ, પરમસ આય, સમાન અરથ ઉપસર્ગજો.

આ ગ્રંથમાં મુકાયેલા ''સરસ્વતી વંદના'' અને ''સરસ્વતી સબધ મિંધર'' પણ વિધાની દેવી માતા સરસ્વતી પ્રત્યેની કવિની શ્રધ્ધા અને ભક્તિ દર્શાવે છે. ''સરસ્વતી સબધ મિંધર''માં મંદિરની આકૃતિ રચીને જે રીતે અક્ષરોની ગોઠવણ કરી છે તેમાંથી જેરીતેં ગ્રંથની રચનાઓ બને છે તે વાચકો માટે રસમય, અદ્દભૂત અને અનન્ય અનુભવ કરાવનાર છે. એ વિચક્ષણ વિચાર જ કવિ 'સ્વપ્ન'ની કાવ્ય વિભાવના કેટલી ઉચ્ચ છે એ દર્શાવે છે. ''શ્રી પાંડવ યશેન્દુચંદ્રિકા''માં દ્વિતીય મયૂખના છંદ પ્રકારમાં છંદની સમજણ આપવા માટે

અક્ષર ''મેરૂચિત્ર'' આપેલ છે. તેમાં પર્વતના શિખર પર ''ૐ'' મૂકવામાં આવેલ છે. સુજ્ઞજનોનું તે તરફ ધ્યાન દોરતાં આનંદ અનુભવું છું.

''સબધ સૉનજી ખાણ'' ના કર્તા કવિ શ્રી લાલજી મેવાડા 'સ્વપ્ન' એ જે ભગીરથ પુરૂષાર્થ કર્યો તે ગંગાવતરણથી જરા પણ ઓછો નથી. આ ગ્રંથ પ્રગટ કરીને એમણે કચ્છીભાષાને માતબર બનાવી છે. કચ્છી સાહિત્યને સમૃદ્ધિ બક્ષી છે. કચ્છીભાષાના ભુલાતાં જતાં દેશ્ય શબ્દો, અન્ય ભાષામાંથી લેવામાંથી લેવામાં આવેલા તેમ છતાં કચ્છીભાષામાં પ્રયોજી શકાય એવા તદભ્વ શબ્દો અને સીધેસીધા ઉપયોગામાં આવે એવા તત્સમ શબ્દોની હારમાળા રચીને કચ્છીભાષાને સક્ષમ બનાવી છે. જે ખાણમાંથી સોનુ મળી આવી એનું મહત્વ વધી જાય છે. એમ કચ્છીભાષા પણ સોનાની ખાણ છે એવુ પ્રતિપાદન કરવામાં કવિ 'સ્વપ્ન' સાંગોપાંગ સફળ રહ્યા છે. એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ કે ભાષાનો અતિરેક થવાની સંભાવના નથી જ નથી.

કવિ 'સ્વપ્ન' ના સાહિત્યિક શ્રમને હરેક ભાષા પ્રેમી હૃદયપૂર્વક આવકારશે એમાં કોઇ મીનમેખ નથી. હવે પછી પ્રગટ થનાર સંગ્રહ ''સબધા સર'' ''કચ્છી શબ્દોના સૂક્ષ્મભાવને સમજાવતો મિઠો મેરામણ'' જેમ બને તેમ જલદીથી પ્રકાશિત કરવા તેઓ સમર્થ બને એવી શુભેચ્છા સાથે ''સબધ સોનજી ખાણ'' ના પ્રકાશનને મીઠો આવકારો આપી, પ્રકાશન બદલ લાખલાખ અભિનંદન....

અસ્તુ........





## સંદર્ભ સાહિત્ય :


★ અમરકોશ. — કર્તા : અમરસિંહ.
★ અભિધાન ચિન્તામણી-નામમાલા. — આચાર્ય હેમચન્દ્રસૂરિજી.
★ ગુજરાતી ભાષાનો શબ્દ કોશ. — સંપાદક-ડૉ. ઇશ્વરલાલ ર. દવે.
★ કચ્છમિત્ર સાપ્તાહિક પૂર્તિ. — તા. ૧-૬-૦૩
★ બાવનનો સઘળો વિસ્તાર. — હરશ ધોળકિયા.
★ શ્રી પાંડવ યશેન્દુચંદ્રિકા. — સંપાદન-શંકરદાન જે. દેથા.
★ પ્રસાદી. — ભક્ત કવિ શ્રી ચંદુભા જાડેજા.
★ કચ્છી ગુજરાતી શબ્દ કોશ. — કવિવર શ્રી દુલેરાય કારાણી.
★ બૃહદ્ કચ્છી શબ્દ કોશ. — શ્રી પ્રતાપરાય ગો. ત્રિવેદી.
★ કારાણી કાવ્યકુંજ — શ્રી દુલેરાય કારાણી.
★ વાછંઢ. — લાલજી મેવાડા 'સ્વપ્ન'
★ ભગવદ્રોમંડલ — ભગવતસિંહજી મહારાજ (ગોંડલ નરેશ) પ્રવિણ પ્રકાશન-રાજકોટ.




